

# શક્તિ આખ્યાન

## ભાગ ૧ લો.

મંમાયા અને મહિષાસુર, ભગવતિ અને ભંડાસુર
ને સોલંકી આખ્યાન


રચનાર
ત્રિવેદી શિવશંકર વૈજનાથ. કડી નિવાસી.
હાલ અમદાવાદ.
સાંકડી શેરીમા લાખાપટેલની પોળ



છપાવી પ્રસિદ્ધ કરનાર
પંડયા નારણશંકર જદુરામ.
ઠે. ખાડીયામાં સુતારવાડાની પોળ.
અમદાવાદ.

સંવત ૧૯૬૯ સને ૧૯૧૪ પ્રત ૧૦૦૦

કિંમ્મત ૦-૧૨-૦



ત્રિવેદી શિવશંકર વૈજનાથ કડી નિવાસી જગદંબાના ભક્ત શક્તિ આખ્યાન ભાગ ૧ લા ના કર્તા.

# જગદંબાની સ્તુતિ.

( સ્વામી મ્હાયરારે મારી અરજ લીયો ઉરધારી—એ રાગ )

અંબે આઈજીરે મારી, અરજ લીયો ઉરધારી.
બહુચર બાઈજીરે નાંખો ભવસાગરમાં તારી,
આ સંસારમાં નામ તમારૂં ભજે સહુ નરનારી;
આનંદકારી મુરતી તારી લાગે મુજને પ્યારી. અંબે
ત્રેતાયુગમાં સીતામાતા ધર્યું રૂપ કલ્યાણી,
રાવણુ મારી લંકા બાળી દેવનું દુઃખ મન આંણી. અંબે.
દ્રૌપદી રૂપે દ્રાપરમાં દુર્યોધન માર્યો પાપી,
કુરૂ ક્ષેત્રમાં દુષ્ટો રોળી ધર્મને ગાદી આપી. અંબે.
ભવસાગરમાં ભુલ્યો ભટકું સાચુ નામ તમારૂં,
માત તાતને ભ્રાત સહોદર તુજને હું તો ધારૂં અંબે.
શિવશંકરમા દાશ તીહારો ગુણ તમારા ગાયે,
હરનીશ ભક્તિમાજી તમારી અંતરમાંહી ચ્હાયે. અંબે.

( યારકે ઘર ચલ જાવે નિડર બતલાદે ખબરીયાં એ રાગ. )

આરાસુરમાં અંબે બિરાજે દેવી દયાળી,
ગબ્બર ગોખમાં દીસોછો માજી,
જક્ત સકળમાં રહ્યાંછો માજી.
કરોજો તમે સહાય, સહુ દુઃખ જાય,
આણુંદ બહુ થાય, કૃપાકરો દેવી કૃપાળી. આરાશુરમાં

સર્વ વ્યાપકમા શક્તિ ખરી છે,
પંચ ભુતની આ દેહ ધરી છે,
શક્તિ વિના ન ઉઠાય, કાંઇ ન ખવાય,
નક્કી જીવ જાય, માટે સેવો શક્તિ નિહાળી આરાસુરમા.

## જગદંબાની સ્તુતિ.

( હવે મને હરીનામથી નેહ લાગ્યો. એ રાગ. )

જોયોરે મ્હેતો જળ હળતો તુજ પારો.
અએ આઇ ભવસાગરમા તારોરે. જોયો.
વિસાયત્રથી દેહેરૂ રચેલુ આરાસુરમા તમારૂ,
સ્થાપન સત્ય યુગમાં થએલુ દેવોનુ કરેલુ ધારૂરે. જોયો.
અખંડ જયોત્યો જગમગી રહીછે ગોખની માહી માજી,
ત્રિભુવન તારણુ અધમ ઉધારણુ આરાસુરે રહ્યાં ગાજીરે. જોયો.
આધળાને મા આખ્યોરે આપોને પાગળાને પાયે,
નિર્ધનીયાને મા ધનજ આપો દુ:ખીયા તે સુખીયા થાયેરે જોયો.
ભાદરવામાં ભાવધરીને પારે હુ આવું તમારી,
શિવશંકરમા દાસ તમારો અરજ લીયો ઉરધારીરે. જોયો.

## સ્તુતિ.

( બનસીવાલો એ મારો છેલ મારો છેલ મારો છેલરે એ રાગ. )

આદ્ય ભવાની અએ તારૂ નામ તારૂં નામ તારૂ નામરે,
ત્રિભુવન તારણુ અધમ ઉધારણુ માત. આદ્ય
ગબ્બરવાળી, દિન દયાળીરે;
આરાસુર મધ્યે તારૂ મોટુધામ મોટુધામ મોટુધામરે, ત્રિભુવન.

બ્રહ્મા વિષ્નુ શિવ સનકાદીક,
દેવ સકળના તે કીધા કામ કીધા કામ કીધા કામરે. ત્રિભુવન
આરાસુરે આવુ, તુજગુણ ગાવુરે,
શિવશંકરને તારી મોટી હામ મોટી હામ મોટી હામરે. ત્રિભુવન.

---

## જગદંબાની સ્તુતિ.

( કલગી તોરામા ગવાતી લાવણીનો રાગ )

શિવ શક્તિ અંબે સાચી તુ નમુ આજ ચરણે તેરા.
વધાવી તુજને પુષ્પ ચડાવુ દુઃખ હરોને મા મેરા.
શંકરવિષ્નુ બ્રહ્માદિક સૌ શક્તિ કેરે ગુનગાતા,
કરતા હરતા માત જગતમાં સકલ ભુવનકી તુ દાતા,
રખુ ડાલ શિરપર મુજ તેરી માતુ કીજે સુખસાતા,
વૈભવ આવો આદ્ય ભવાની તુ હે ભક્તનકી માતા.
જનમીં જાના સબકોભાઇ મંમાયા સેવો સાચી,
નામ જપીને મુક્તિ માગો આરાસુરીકો જાચી.
થયા અંબે શક્તિરૂપે ઘોળાગડ પર્વત રાણી,
મુંગટ બિરાજે શિરપર માજી ગબ્બરવાલી તુ શાણી;
કાયા જુઠી જાણોભાઇ જુઠો છે સૌ આ સંસાર,
મનધરીને માત આરાધો ભવસાગર ઉતરવા પાર.
કર કંકણ સોભે માજીને વિનતી મેરી ઉરધરો.
ડાંગવિજય મા સદા તમારો પલમા સંકટ દૂર કરો

## સ્તુતિ.

( જેગાયનમા હરિનામ મીલે નહી તે ગાયનમા શુ ગાવું એ રાગ. )

જે મહિ મંડાણુ માતજી આરાસુરી અંબેકહીએ,
ભવસાગર સેજે તરવાને નામ માનુ મુખથી લઇએ,
પાપીને હણુવા પ્રગટ થઇને ખપ્પર ખાડા હાથ લીધા,
શુભનિશુંભ મહિષાસુર અને મધુકૈટભ સરખા મારદીયા,
ધ્રુમ લોચનને રક્તબીજ વળી ચન્ડ મુન્ડ પળમા ચોળ્યા
દુઃખ દેતા દેવોને દાનવ માત દયાળી રણુરોળ્યા,
નિર્ભય કરીયા દેવ સકળને વરદાન આપી હેમાતા,
બ્રહ્મા વિશ્નુ શિવ સનકાદીક નિત્ય તમારા ગુણુગાતા
શિવશંકર મા દાસ તિહારો ભક્તિ અંતરમા ચ્હાતો,
નિશદિન અંબે નામ લઇને મનમાહી બહુ હરખાતો,

જગદંબાનો દાસ,
શિવશંકર વૈજનાથ ત્રિવેદી
કડી નિવાસી

## અર્પણ પત્રિકા.

મ્હારા વડીલ કાકાશ્રી ત્રિવેદી ચુનીલાલ વિશ્વનાથ
મેલ ઓવરસીઅર તલાજા--કાઠીઆવાડ.
કડીનિવાસીની પવિત્ર સેવામાં.

પરમકૃપાળુ ભગવતિની અનંત કૃપાવડે મ્હારાથી રચાએલી તેજ ભગવતિના ગુણોની પુષ્પની માળા તે દેવીના પરમ ભક્ત આપશ્રીને મ્હારા આપ પ્રત્યેના અત્યંત પ્રેમના ચિન્હ તરીકે હું અર્પણ કરૂંછુ તે સ્વીકારશો.

લી. આપના સ્વર્ગસ્થ વડીલબન્ધુ
ત્રિવેદી વૈજનાથ વિશ્વનાથનો
ચી. શિવશંકર વૈજનાથ.

## આભાર પત્રિકા.

પરમસ્નેહી સહોદરસમ બન્ધુ
પંડયા નારણશંકર જદુરામ.
દાવડ નિવાસીની સેવામાં

આપે મ્હારી પ્રત્યેના સ્નેહની નિશાની તરીકે આપણી ભગવતિના ગુણોની પુષ્પનીમાળા ભક્તજનને સન્મુખ ધરવામાં મને અત્યંત સહાય કરી જે સ્નેહની ઉર્મીઓ પ્રગટ કરી છે તેના નામના બદલાગીક આ ગ્રથારભે હું આપનો ઉપકાર માનુછું

હું છું સદાનો આપનો
શિવશંકર વૈજનાથ ત્રિવેદી.
કડી નિવાસી.

# અનુક્રમણિકા.





( મહિષ મર્દની જગદંબાનો ફોટો )
મમાયા અને મહિષાસુર આખ્યાનમા મહિષાસુરનો
જગદંબા વધ કરે છે તે જગો ઉપર દાખલ કરેલોછે.
( બાળી બહુચરા માતાનો દેહેરા સુદ્ધાતનો ફોટો )
સોલંકી આખ્યાનમા જયા સોલંકી માજીનુ દેહેરૂ
બધાવે છે તે જગા ઉપર દાખલ કરેલો છે

પુસ્તક મળવાનાં સ્થાન

**ત્રિવેદી. શિવશંકર વૈજનાથ કડીનિવાસી.**

ઠેઠ સાકડીશેરી લાખાપટેલની પોળ

અમદાવાદ

**પંડયા, નારણશંકર જદુરામ.**

ઠે૦ ખાડીયામાં સુતારવાડાની પોળ.

અમદાવાદ.

# પ્રસ્તાવના.



ઘણા દિવસથી સંકલ્પ વિકલ્પ કરતો હતો તેમા ઇશ્વરીએ મારા મનને એવો દ્રઢ નિશ્ચય કરી આપ્યો કે, શક્તિ આખ્યાન નામનુ જે (ભગવતિના ગુણોની પુષ્પની માળા) સરખુ પુસ્તક બ્હાર પાડવુ ઇશ્વરીની જાણે મારા ઉપર એકદમ એવી કૃપાથઇ કે મે પહેલુ મમાયા અને મહિષાસુર નામનુ આખ્યાન રચવાનું નક્કી કર્યું. તે આખ્યાન રાગ રાગણી સાથે ઇશ્વરીની કૃપાથી મારાથી રચાયુ પછી બીજુ ભગવતિ અને ભંડાસુર નામનુ આખ્યાન અને ત્રીજું સોલંકીનુ આખ્યાન એ ત્રણે આખ્યાન મમાયાની કૃપાથી રાગ રાગણીમા મારાથી રચાયા છે હુ કાઇ મોટો કવિ નથી પણ જગદંબાનો એક ભક્તછુ આ આખ્યાનોમા કંઇ પણ મારા દોષ હોય તે સદ્ગ્રહસ્યોએ તથા જગદંબાના ભકતોએ મનમા લાવવા નહિ આ પુસ્તક છપાવવામા મને મારા વડીલ કાકાશ્રીની અને મારા મિત્રોની મદદ હતી પણ ખરી મદદ મને જગદબાનીજ હતી તેથી આ પુસ્તકને હુ છપાવી ફતેહમદ નિવડીશ એમ જગદંબા ઉપર આધાર રાખી કહી શકુંછું.

લ આપનો.

**શિવશંકર વૈજનાથ ત્રિવેદી.**

(કડી નિવાસી)

(હાલ સાકર્ડાશેરી લાખાપટેલની પોળ)

**અમદાવાદ**

# કુટુંબના ભરણપોષણ અને લગ્નના ખર્ચે માટે ઉત્તમ યોજના.

પોતાના મરણ પછી પોતાના કુટુંબને પોતાના ઘડપણમાં પોતાનુ પોષણ કરવા તેમજ લગ્ન વખતે કરવામા આવતા ખર્ચમા કરજદાર થવુ પડે છે તે અગવડતાઓ સહેલાઇથી દુર કરવાને તેમા મદત આપવા **કલકત્તાની ધી યુનીવર્સલ એશ્યુરન્સ કંપની લીમીટેડ** રૂ-૧ માસીક પહેલા કલાસમા રૂ ૨ બીજા કલાસમા રૂ ૧ ને ત્રીજા કલાસમા રૂ ০৷৷ ભર્યાથી જીંદગી કે લગ્નના વીમા ઉતારે છે. જીંદગીમા ૧૮ થી ૫૫ વર્ષના તંદુરસ્ત પુરૂષો સ્ત્રીના ડાકટરી પરીક્ષા કે જન્મના પુરાવા વગરજ વિમા ઉતરે છે જેથી દસ માસ પછી જ્યારે મરણ થાય ત્યારે ઓછામાઓછા પહેલા કલાસ વાળાના વારસને રૂ ૧૭૫, બીજા કલાસમા રૂ ૧૧૦ ને ત્રીજા કલાસમા રૂ. ૪૫, મળે છે જે ફક્ત બાર વર્ષજ ભરવા પડે છે જ્યારે હયાતીમાજ બાર વર્ષે કંપની પહેલા કલાસમા રૂ. ૩૪૦, બીજા કલાસમા રૂ. ૧૭૫, ને ત્રીજા કલાસમા રૂ ૯૦, આપે છે બાકીના મરણ પછી ફાળા પડતા હીસાબે વારસોને મળે છે. લગ્નના વિમામાં દર માસ પછી જ્યારે લગ્ન થાય ત્યારે લગ્ન વખતેજ કંપની ભર્યા કરતા બમણા નાણા આપે છે. ને બાકીના તે સાલ આખર હિસાબે ફાળા પડતા મળે છે. કંપનીની સદ્ધરતા — દાવા ચુકવ્યા રૂ. ૩ લાખ; ફન્ડ રૂ ૧৷৷ લાખ, મેમ્બરો રજીસ્ટરે એકલાખ, વાર્ષીક પ્રીમીયમોની આવક રૂ. ૫ લાખ, સને ૧૯૧૨ના વિમા કંપનીના કાયદા મુજબ પ્રથમ જોઈની અનામત સરકારમાં જમાં મુકી છે ફાર્મ માટે લખો કે મળો.

**મેસર્સ અનુભાઇ ભુરાભાઈની કંપની.**

મુંબઈ ઈલાકા તથા સેન્ટલ પોલીસીસના ચીફ એજન્ટસ—અમદાવાદ.



# શક્તિ આખ્યાન

## ભાગ ૧ લો.

## મંમાયા અને મહિષાસુર આખ્યાન.

### જગદંબાની સ્તુતિ.

( જય જય જય ત્રિપુરારી, એ રાગ. )

જય જય અંબે જય કારી.
આ સંસારમાં નામ તમારૂં, પાપીને પાવન કરનારૂ;
કૃપાળી દયાળી સેવકનાં દુઃખ નાંખો ટાળી;
કરો સુખી દયા દીલ ધારી                જય જય. ૧

તુંહી સરસ્વતિ માજી શાણી, આપો અવિચળ સુજનેવાણી;
ખુશીથાઉં, ગુણગાઉં, અમ્રત દ્રષ્ટી આપની ચ્હાવું,
રસનાએ રહો તમે મારી.                જય જય. ૨

આપ કૃપાથી ઉલ્લટ લાવું, ચરિત્ર તમારૂં પ્રીતે ગાવું;
બ્રહ્માણી રૂદ્રાણી, વૈષ્ણવીમા તુજને જાણી,
કરૂં સ્તુતિ ચડો મુજ વારી. જય જય. ૩
મહિષાસુરનું આખ્યાન કહુંછું,આપ ચરણની આશીષ લઉંછું.
મતી મારી ગઇ હારી, મંમાયાછે હિમ્મત તારી;
આપો મતિ કરો આભારી. જય જય. ૪
માત તાતને ભ્રાત તું મારે, સગુ સહોદર તું સંસારે;
તુજ શરણે તુજ ચરણે, અરજ સેવકની ધારી કરણે;
શિવસંકરને લ્યો તારી. જય જય. ૫



એક સમે માર્કંડેય ઋષિ પોતાના આશ્રમમાં તમામ ઋષિયોને કથા શ્રવણ કરાવતા હતા.

ઋષિયો—હે મહા મુનિ અમને શ્રી જગદંબા જે આદ્ય શક્તિ મહા માયા છે તેઅનું એકાદ આખ્યાન સાંભળવાની ઈચ્છા છે, તો અમને તે સંભળાવવા કૃપા કરશો.

માર્કંડેય—હે ઋષિયો જે મહામાય આદ્ય ભવાની ચંડીકા જગદંબાના નામથી ઓળખાય છે, જે મંમાયાની મોહ જાળમાં ત્રિભુવન વ્યાપ્ત થઇ રહ્યું છે, જેની માયાને બ્રહ્મા વિશ્નુ તથા શંકર સરખા પાર પામી શક્યા નથી; એ દેવીના શુભ ચરિત્ર શ્રવણ કરવાથી સૂર્યનો પુત્ર સાવર્ણી નવમા મન્વંતરનો અધીપતિ થયો છે. તથા સ-

માધી નામે વૈશ્ય શ્રવણુ કરવાથી મહાજ્ઞાની થઇ ઉત્તમ ધામને પામેલો છે; તેમાંનું એકાદ મંમાયા અને મહિષાસુર નામનું આખ્યાન સંભળાવું તે એક ચિત્તથી શ્રવણુ કરો.

માર્કંડેયમુનિ—  ગાયન.

( ઓ ભમર ભમે છે શાને મધુબન છોડી—એ રાગ. )

કરંભાસુરને રંભાસુર એ બે ભાઇ,
પુરા પરાક્રમી એ વસે પાતાળની માંઈ.
નહિ સંતતી કાંઈ ઇચ્છા મનમાં લાવ્યા,
બન્ને તપ કરવા અવની ઉપર આવ્યા.
રંભાસુર વડ નીચે આસન પ્રીતે કરતો,
અગ્નિ નારાયણનું દારૂણુ તપ આદરતો.
કરંભાસુર ઉભો જળમાં તપ કરવાને,
એક ચિત્તે સ્મરતો મન વાંછીત મળવાને.

રંભાસુર અને કરંભાસુર બન્ને રાક્ષસોનું ઉગ્ર તપ જોઇને દેવતાઓ ગભરાવા લાગ્યા, અને સર્વે દેવતાઓ સ્વર્ગના અધિપતિ ઇંદ્રની પાસે આવ્યા.

**દેવતાઓ**—મહેન્દ્ર પાપી કરંભાસુરને રંભાસુર નામના બે રાક્ષસોએ પૃથ્વી ઉપર-ઉગ્ર તપ કરવા માંડયુ છે, અને એ પાપીઓ વરદાનીક થઇને આપણુને નડવાના, માટે તેનો કંઇ ઉપાય શોધો તો સારૂં.

ઇંદ્ર—દેવતાઓ, તમારૂં કહેવું સત્ય છે, એ વાતનો વિચાર મ્હારા મનમાં પણ છે. બન્ને પાપીઓમાંથી જે જળમાં ઉભો રહી તપશ્ચર્યા કરેછે, તે કરંભાસુરનો વધ કરવાનો ઉપાય મારા હાથમા છે, અને તે પાપીનો અત્રે હું મગરનું રૂપ લઇને અન્ત આણુંછું. તમે સર્વ સ્થાનકે પધારશો.

ગિતી.

ઇંદ્ર મગર થઇ આવ્યો, પાપી ગળીયો પલકની માંહે;
પ્રાણ ત્યા જમપુર ચાલ્યા, ક્રોધે ભરાયો રંભાસુર ત્યાંહે.

પોતાના ભાઈ કરંભાસુરને મગરે ગળીને મારી નાખેલો જોઇ રંભાસુર બહુ પશ્ચાતાપ કરવા લાગ્યો.

રંભાસુર— લલિત છંદ.

અરર ભાઈરે શું હવે કરૂં, તુજ વિયોગથી હું ઝુરી મરૂં.
મનની વાતતો રહી મને જઇ, અરર દૈવ આ શી ગતિ થઇ.
અરર પાપી આ કયાંથી આવીયો, પૂર્વ ભવતણું વૈર લાવીયો.
અરર મુજને ધૈર્ય ન રહી, મુજ બન્ધુતણી બેલતો ગઈ.
દુખદ વાદળું કયાથી આવીયું, મુજપરે આત ઝેર લાવીયું.
અરર જીવ આ શું રહ્યા હજુ, લઇ કટારને પ્રાણ હું તજુ.

રંભાસુર આ પ્રમાણે અતિશય વિલાપ કરી પોતાના પ્રાણ તજવાની તૈયારી કરી, હાથમાં કટાર લઇને ઉભો.

મરાઠી સાખી.

કટાર લઇ રંભાસુર ઊભો મુસ્તકપર જયાં મારે,
અગ્નિનારાયણ પ્રકટ થઇને અટકાવ્યો તેવારે;
બોલ્યા તરત તહીં સણુર સણુર શું કરે અહીં. બોલ્યા.

અગ્નિનારાયણ—મહા પરાક્રમી રંભાસુર આતું શુ કરવા બેઠો છે. અરે મા, બાપ, ભાઈ, બેન, પત્નિ અને પુત્ર એ સર્વે આ દુનિયાની ઉપાધીરૂપી સમજવાં. તું સમજુ થઈ આત્મઘાત કરવા બેઠો, તને લગાર પણ વિચાર ન આવ્યો. આત્મઘાત જેવુ બીજું કોઈ પાપ નથી, અકાળ મૃત્યુ કરનારને મોક્ષ પ્રાપ્ત થતું નથી, માટે ગમે તેવુ દુઃખ પડે તો પણ સદા ધૈર્ય રાખીને રહેવું. ધૈર્ય વિષે કહું તે સાંભળ.

ભાષણરૂપી છપ્પા

ધીરજ મનમા નવધરે, તે પાપી પુરો,
ધીરજ મનમાં નવધરે, નહિ તે શાણો શૂરો.
ધીરજ મનમાં નવધરે, અગ આખુજે પ્રુજે
ધીરજ મનમાં નવધરે, ખરૂ ખોટુ નવ સુજે.
મનમા ધીરજ ધારીને, ભડકી વેણ ન ભાખીએ.
સર્વદા ધીરજ ધારીને પ્રભુપર પ્રીતી રાખીએ.

રંભાસુર—મહારાજ, આપે પ્રગટ થઈ સેવકને આજે મ્હોતના પંજામાંથી બચાવી આભારી કર્યો છે. આપના તિવ્ર બોધથી મને હવે ઘણી ધીરજ આવી છે. મારી મનોવાંચ્છનાએ આપની તપશ્ચર્યા કરતો હતો, તેમાં આવું દારૂણ દુઃખ મારા માથે આવી પડયું એ મારા નસીબનોજ વાંક હું સમજું છું. જે બનવાનું હતું તે બની

ગયું, પણ આ સેવકને આપનોજ આધાર છે. આપના દર્શનનો લાભ મળ્યો ત્યારથી સમજું છુ કે મારી મનોવાંચ્છના પૂર્ણ થવાનીજ. પ્રભુ આ દીન સેવકને આપ બચાવશો, એમ કહીને ચર્ણમાં પડયો.

અગ્નિનારાયણ— ગાયન.

( તમે એકવાર મારવાડ જાજોરે મારવાડી, એ રાગ. )

જોયું દારૂણ તપ મે તારૂ રે અસુરારી?
કર્યું પ્રસન મન તેં મારૂંરે અસુરારી.
તું ધરી ઉમંગે, મારી સંગે, હર્ષ લાવી બોલ્ય ઉછંગે,
રંગે ચંગે, માગ્ય જે તુજને પ્યારૂંરે અસુરારી. જોયું.
તું બોલ્ય વિચારી, મનમાં ધારી, ઈચ્છાપુરી હોય જે તારી,
મરજી મારી, માગે તે આપવા ધારૂ રે અસુરારી. જોયું.

અગ્નિનારાયણ પ્રસન્ન થએલા જાણી રંભાસુર હર્ષિત થઇને હિમ્મત લાવીને અગ્નિનારાયણ પાસે વરદાન માગવા લાગ્યો.

રંભાસુર— ગાયન.

( જોયો જોયો ભગત બધુ બોળે જગત બહુ બગલાં બને છે ભોમી વિષે એ રાગ, )

આવ્યા આવ્યા દેવા પ્રીતે કરૂં સેવા, બહુ આનંદ થયોછે મનડા વિષે
અરેહાં બહુ આનંદ થયોછે મનડા વિષે.
ખોયું ખોયું દુઃખ જોઇ આજ મુખ.

આગ્નિનારાયણ દેવ પ્રતાપી દીસે.
અરેહાં અગ્નિનારાયણ દેવ પ્રતાપી દીસે
આપો પુત્ર પરાક્રમી બળીઓ બહુ
જીતે ત્રિભુવન નમતા આવે સહુ
જેની હાકથી શત્રુ પાડે ચીશે, બહુ આનંદ થયોછે મનડા વિષે
દેવ દાનવ માનવથી તે નહિ મરે,
મનમા ફાવે તેવું રૂપ પોતે ધરે,
આંપો આશિષ આજ ચડાવું શિષે,
બહુ આનંદ થયોછે મનડા વિષે.

અગ્નિનારાયણ—જા ભાઈ તારા માગવા પ્રમાણે તું ગમેતે યોનીદ્વારા તેવો પરાક્રમી પુત્ર ઉત્પન્ન કરી શકીશ એમ વરદાન આપી અગ્નિનારાયણ અંતર્ધ્યાન થયા.

આ પ્રમાણે વરદાન પામી મદમાતો રંભાસુર ચાલવા માંડયો. રસ્તામાં ચાલતાં એક રમણીય સ્થાનમાં એક યુવક મહિષી ( ભેંશ ) નજરે પડી, તેના ઉપર અસુરી બુદ્ધિવાળો રંભાસુર મોહી પડયો. એ પાપી વિષયમા અંધ થઇ જુવાનીના જોરથી છકીજઇ મનમાં વિચાર લાવ્યા શિવાય કામાતુર થઇ વિષયભોગ ભોગવવા તત્પર થયો.

વિષયી માણુસના આખરે ખોટા હાલ થાય છે તે વિષે એક દ્દષ્ટાંત.



કોઇ એક કનકપુર નગરમાં કેશવદાસ નામે મહાત્મા વસતા હતા તેમની સુંદીર જગા ગામના મધ્ય ભાગમાં હતી. તે ગામમાં વિદ્વાનને પ્રતિષ્ઠીત ગણાતા હતા. અં-દરના ભાગે પ્રપંચી, કામી ને જાદુ કપટ વાળા હતા. તે-મની કથામા ગામના ઘણુા માણુસોને જવાનો નિયમ હતો. તેમની કથામાં એક ભોળા મનનાં મહાકોરબાઇ વ-ણિક ડોશીને દરરોજ જવાનો નિયમ હતો. તે ડોશીના દીકરાનુ નામ મોહન હતું પોતાના દીકરાની વહુ પોતાના પીયરથી આવી હશે તે પવિત્ર બાઈને આ ડોશી આ પ્ર-પંચી મહાત્માની કથામા અતિ આગ્રહથી લઈ ગયાં સાંજના પાંચ વાગ્યાના સુમારે કથા વચાય છે, ને આ પ્રપંચી મહાત્માના ડોળા ચારે તરફ કથા વાચતા જાય છે ને ફરતા જાય છે. આ મહાકોર ડોશી સાથે આવેલી નવીન બાઈ તેની દૃષ્ટીએ પડી, આ સુંદીર સ્વરૂપવાન બાઈ જોઇ બાપજીની દાનત બગડી. થોડીવારે કથા પુર્ણ થઇ. આ મહાકોરબાઇ દરરોજ કથા પુરી થાય ત્યારે બાપજીની પાસે જયશ્રીકૃષ્ણુ કહી ઘેર જતા હતાં, તે પોતાના નિયમ પ્રમાણે બાપજી પાસે ગયાં.

**મહાકોરબાઇ—બાપજી જયશ્રીકૃષ્ણુ.**

બાપજી—જયશ્રીકૃષ્ણ મહાકોરબાઈ એ તેરી સાથ નવીન કોન બાઇ હે.

મહાકોરબાઇ—બાપજી તમે ન ઓળખી આતો આપણા મોહનીયાની વહુ છે.

બાપજી—બહોત અચ્છા મેં ખુશ હુવા નાનપણસે સતસંગ કરના કથા સુણના એશી લતસે આગલપર બહોત ફાયદા હોતાહે ઉસ્કુ રોજ કથામે લાના. (આ પ્રપંચી બાપજી મહાકોરબાઇથી વાતો કરતા જાય છે ને આ પવિત્ર બાઇ સામા ઈસારા કરતા જાય છે.)

મહાકોરબાઈ—બહુ સારૂ બાપજી એમ કહીને વહુને તેડી ભોળાં ડોશી ઘેર આવ્યા આ સુશીલબાઇ મનમાં સમજી ગઇ કે આવા હરામીને કામી મહાત્માની કથામા જવા કરતાં ઘેર બેશીને પ્રભુનું ભજન કરવું તે અતિ ઉત્તમ છે. બીજે દીવસે જ્યારે ભજનની વેળા થઈ ત્યારે,

મહાકોરબાઇ—વહુ બેટા કથામાં ચાલો.

વહુ—બા આજે મને જરા તાવની બરાગળ આવી છે માટે હું નહિ આવું.

મહાકોરબાઇ—બહુ સારૂં બેટા હું જાઉ છું. આ મહાકોરબાઈ કથા વંચાઇ રહી છે ત્યાં જઇને બેઠા આ બાપજીતો મહાકોરબાઈની રાહ જોઇને બેઠા છે. મહાકોર બાઈને જ્યાં એકલા દીઠાં કે કાંઈ ચેન ન પડ્યુ. કથામાં ગોટાળાવાળી અચ્યુતમ કેશવં કરી કથા પૂર્ણ કરી. રોજના

નિયમ પ્રમાણે મહાકોરબાઈ બાપજી પાસે આવી ઊભાં.

મહાકોરબાઈ—બાપજી જયશ્રીકૃષ્ણ,

બાપજી—જયશ્રીકૃષ્ણ મહાકોરબાઈ મોહનીચાકી બહુકું કથામે કયું નહિ લાઇ.

મહાકોરબાઇ—એને જરા તાવની બરાગળ આવી છે માટે આવી નથી.

બાપજી—કલ ઉનકુ મેરી પાસ લાના મે ઉજની નાંખુગા ને તાવકા દોરા કર દેઊંગા કે તાવ ચલા જાયગા.

મહાકોરબાઇ—બહુ સારૂં બાપજી હું કાલે જરૂર લાવીશ. એમ કહી આ ભોળાં ડોશી ઘેર આવ્યાં ને વહુને કહેવા લાગ્યાં.

મહાકોરબાઇ—શું બાપજીનો તારા ઉપર પ્રેમછે તનેતો બહુ સંભાળતા હતા કાલે મારી સાથે આવજે તને બાપજી ઉજણી નાંખશે ને તાવનો દોરો કરી આપશે કે તારો તાવ જશે. બીજે દિવસે જયારે કથાની વેળા થઇ ત્યારે આ બાઇ પથારી કરી ગોદડા ઓડીને પોતાની સાસુને કહ્યું કે મારાથી કથામા નહિ અવાય મને સખત તાવ આવ્યો છે.

મહાકોરબાઇ—બેટા ત્યારે તું સુઇ જજે હું કથામાં જાઉં છુ. મહાકોરબાઈ કથામાં આવ્યાં. આ બાપજીએ જયારે મહાકોરબાઇને એકલાં દીઠાં ત્યારે મન ફરવા લાગ્યું. કથા જેમ તેમ કરીને પુરી પાડી. મહાકોર બાઇ પાસે આવી ઉભાં.

૫૨૫૯



મહાકોરબાઇ—બાપજી જયશ્રીકૃષ્ણ.

બાપજી—જયશ્રીકૃષ્ણ માહાકોરબાઈ આજે મોહનીયાકી બહુકું મેરી પાસ કયું નહિ લાઇ.

મહાકોરબાઇ—બાપજી શું હું લાવું એને તો આજે સખત તાવ આવ્યો છે ને ગોદડાં ઓઢીને પડી છે. ( આ પ્રપંચી બાપજી સમજી ગયા કે સાલી કુચ્છ ચાલાક હે મેરી બાત સમજ ગઇહે પણ મેરે પંજેમાંસે કહાં જાનેકી હે એમ કહી પોતાના પાસેથી એક કાળો દોરો મંત્રીને તૈયાર કર્યો. )

બાપજી—મહાકોરબાઇ ઉનકું એ કાલા દોરા ધુપ કરકે બાધદેના કે ઉસ્કા તાવ ચલા જાયગા.

મહાકોર—બહુસારૂ બાપજી હું જરૂર જઇને બાંધીશ. આ ભોળાં ડોશી ઘેર આવ્યાં.

મહાકોરબાઇ—બેટા જો તુ કથામાં ન આવીને તને બાપજીએ તાવનો દોરો કરી આપ્યો છે તે ધુપ દઇને બાંધજે તારો તાવ જતો રહેશે.

વહુ—બહુ સારૂં બા આ ગોખલામા મુકો હું સાંજરે ધુપ દઇને બાંધીશ. જ્યારે સંધ્યાકાળની વખત થઇ કે આ ચતુર બાઇએ પેલા દોરાને ધુપ કરીને પાસે પડેલા સાંબેલાને બાંધ્યો. જેવો સાંબેલાને દોરો બાધ્યો કે તરત

પેલું સાબેલું ઉડયું ને જ્યા પેલા પ્રંચચી બાપજી બેઠા છે ત્યા જઇને તેમની છાતીમાં ધીબંમ ધીબા પછં ડવા લાગ્યુ.

બાપજી—કોઈ દોડો કેઈ દોડો હું મરી ગયો એમ બુમો મારે છે. આ બાપજીના સેવકો દોડી આવી પેલા સાંબેલાને ઝાલવા જાયછે પણ ઝલાતું નથી પછી પેલા પ્રપંચી બાપજી બોલ્યા.

બાપજી—પેલો કાળો દોરો છોડી નાખો છોડી નાંખો. જ્યારે પેલો કાળો દોરો છોડી નાખ્યો ત્યારે સાંબેલું બંધ રહ્યુ. પછી બાપજીને સેવકોએ હળદળ મેઠાના ખુબ લેપ કરીને સેકવા માડયું ત્યારે બાપજી જરા શાન્ત થયા. બીજે દીવસે પેલી વહુએ વીચાર્યુ કે આ પિટયો બાપજી મારા કેડે પડયો છે માટે લાવ્ય મારા પીયર થોડા દિવસ જઇઆવુ આમ વિચારીને પોતાની સાસુને કહેવા લાગી.

વહુ—બા મારૂ શરીર સારૂ રહેતુ નથી માટે તમે કોઇ માણસને મને મુકવા મોકલો હું થોડા દિવસ રહીને પાછી આવીશ.

સાસુ—બહુ સારૂ બેટા જેવી તારી મરજી પાછી થોડા દિવસ રહી વહેલી આવજે. પછી ડોશી પોતાના પડોશમાંથી એક બ્રાહ્મણને પોતાની વહુના સાથે મોકલી વીદાય કીધી. પછી મહાકોર બાઈ કથામાં ગયા.

આ પ્રપંચી બાપજીને હળદર મેઠાના લેપ કરેલા છે ને બાજઠ ઉપર બેઠા છે.

તમામ હરિજનો બાપજીની પાસે આવી દીલગીર થઇ પુછે છે.

હરિજનો—બાપજી અરરર તમને આટલું બધુ કયાંથી વાગ્યુ.

બાપજી—હરિજન મેં કલ મેડીપરસે ઉતરતે સીઢી પરસેં ગિરગયાહું લેકીન હમકું છાતીમે બહોત લગાહે. ઇસબાસ્તે આજકા દિન કથા બંધ રહેગી પછી તમામ હરિજનો દિલગીર થઇને ઘેર ગયા મહાકોરબાઈ બિચારાં દિલગીર થઈ ઉભાં રહ્યાં છે.

મહાકોરબાઈ—બાપજી જયશ્રીકૃષ્ણ હુ જાઉંછુ તમે જરા શેકાવો આરામ થશે.

બાપજી—મહાકોર બાઈ મોહનીયાકી બહુકુ કયું નહિ લાઈ ઉસ્કુ તાવ ગયા કે નહિ.

મહાકોરબાઇ—બાપજી એનું શરીર સારૂં રહેતું નહોતું માટે તેના પિયર ગઈ.

બાપજી—કબ ગઇ.

મહાકોરબાઇ—બાપજી એને એક બ્રાહ્મણ સાથે હમણાં વિદાય કરીને આવી.

બાપજી—જાના મહાકોરબાઈ કલ કથામેં આના. એમ કહી આ પ્રપંચી બાપજી પોતાનું ઘોડું તયાર કરીને પોતાના સેવકોને મંદીરની ભલામણ કરી એક બે દિવસનો વાયદો કરી ઘોડે સ્વાર થઇ બાપજી નીકળ્યા. આ પવિત્ર બાઇ તથા પેલા મહારાજ બેએક ગાઉ પહોંચ્યા છે. તેમની પાછળ આ બાપજી ઘોડું તરૂડ તરૂડ દોડાવતા આવી પહોચ્યા. આ બાઇ દહેશતની મારી ચાલતી જાય છે ને પાછળ જોતી જાય છે તેવામાં આ પ્રપંચી કાળ સ્વરૂપ બાપજીને ઘોડા ઉપર આવતા દીઠા કે તરત ધ્રુજવા લાગી.

બ્રાહ્મણ—બેન હું તારા સાથેછુ ને તુ કેમ ધ્રુજેછે અહીંઆં કોઈ ચોરનો ભો નથી તું શાન્ત થા આપણે હમણાં પહોંચી જઇશું.

બાઇ—આ મારો કાળ પાછળ ઘોડે ચડીને આવ્યો માટે ધ્રુજું છું.

બ્રાહ્મણ—ગાડી તું શું કરવા ડરે છે આતો આપણા ગામના બાપજી છે.

આમ આ બ્રાહ્મણ તથા બાઇ વાતો કરે છે તેટલામાં પેલા બાપજી નજીક આવી ઘોડેથી ઉતરી પેલા બ્રાહ્મણ પાસે ગયા બ્રાહ્મણ પગે લાગ્યો આ બાપજી બ્રાહ્મણના માંથે હાથ મુકયો કે તરતજ તે એક પુતળાની માફક ઉભો રહ્યો.

બાપજી—કયું રંડી તું છટકકે આઇ અબ તેરી કયા દશા હોતીહે એમ કહ્યું એટલે પેલી બાઇ ધ્રુજે છે તેટલામાં આ જાદુગર બાપજીએ તેના ગળામા કાળો દોરો બાંધ્યો કે તરત તે એક કાચની પુતળી થઇને પડી. તે પુતળી પેલા પ્રપંચી બાપજીએ ઝોળીમાં ઘાલી ઘોડે સ્વાર થઇને ચાલવા માંડયું. સમીસાંજ થઇ છે આસપાસ બે ત્રણ ગામ દેખાય છે પછી આ બાપજી સામા ગામ તરફ ચાલ્યા. આ બાપજી સામેના ગામમાં આવી પહોંચ્યા ને ગામમાં પુછવા લાગ્યા ભાઈ આ ગામમાં કોઈ સંતપુરૂષનું સનમાન કરે તેવું છે લોકો કહે હા બાપજી જાઓ ગામ વચ્ચે ચાર માળની હવેલી નગર શેઠની છે ત્યાં તમારૂં સનમાન સારૂં થશે. આ બાપજી જે ગામમાં આવ્યા છે તે ગામ પેલી પવિત્ર બાઇના બાપનું છે ને આ લોકો પેલા પ્રપંચી મહાત્માને નગરશેઠનું ઘર બતાવે છે તે આ બાઇના બાપનુંજ છે.

પછી આ પ્રપંચી મહાત્મા પેલા નગરશેઠને ઘેર ગયા ત્યાં વણિક ચાર ભાઇઓ બેઠા છે તેમને આ બાપજીને જોયા કે આવકાર આપી ઘોડેથી ઉતારી ઘોડું બાંધી આસન આપી બેસાર્યા.

વણિક પુત્રે ચોખ્ખું જળ ભરાવીને મંગાવ્યું ને બાપજીના સારૂ રસોઇ કરાવવાની તૈયારી કરેછે ત્યારે.

બાપજી—ભાઈ હમકુ કુચ્છ જમનેકી રૂચી નહિ હે તું મ ખટપટ મત કરાના.

વણિક પુત્રો—બાપજી કાંઈ કથા કિરતન કરશો તો અમને આનંદ થશે.

બાપજી—ભાઇ મેરી આજ તબીયત અચ્છી નહિ હે લેકીન કલ સબ હોયગા. પછી પેલા ત્રણ મોટા ભાઇઓ નાના ભાઈને આ બાપજીની સેવામાં સોપી દુકાનના કામમાં બેઠા. આ બાપજી પછી બેંટીએ વળગાડેલી ઝોળીમાથી લોટો કહાડી જળ ભરીને દિશાએ જવા જાય છે ને પેલો વણિક પુત્ર બેઠો છે.

બાપજી—એ ઝોલીકું કીસીકુ મત અડને દેના.

વણિક પુત્ર—બહુ સારૂં બાપજી કાંઈ ફીકર રાખશો નહિ.

વળી આ બાપજીને ફરી વિચાર આવ્યો ને ખડકીથી પાછા આવી કહેવા લાગ્યા.

બાપજી—ભાઈ બરાબર દેખના કીસીકુ મત અડને દેના.

વણિક પુત્ર—બહુ સારૂ બાપજી હું બેઠોછું ને તમે શું કરવા આટલી ફિકર કરોછો.

આમ આ બાપજી બે ત્રણ વખત ફરી ફરીને આવીને વણિક પુત્રને કહ્યું તેથી વણિકપુત્રને વહેમ પડયો

તેથી પેલી ઝોળીમાં જઇને જુએ છે તો તેમાં એક કાચની સ્વરૂપવાન પુતળી દીઠી ત્યારે વિચાર કરવા લાગ્યો કે આ બાપજી કહેતા હતા તેમાં ભુલ નથી. લાવ્ય આ પુતળી મારા મેડામાં જઇને સંતાડી આવું. બાપજીતો કુટશે આપડે તો કહીશું કે ભાઈ ઝોળીને કોઇ અડકું નથી. પછી પેલી પુતળી લઇને મેડાઉપર જઈ પોતાના કબાટમાં મુકવા જાય છે કે પેલી પુતળીના ગળામાં કાળો દોરો જોવામાં આવ્યો. પછી વિચાર કરે છે કે આ કાળો દોરો ખરાબ દેખાય છે માટે લાવ્ય છોડી નાંખુ. પછી પેલા વણિકપુત્રે પેલો દોરો છોડયો કે પેલી પુતળીની અઢાર વર્ષની પોતાની બેન થઇ ગઇ. પોતાની બેનને જોઇ આ વણિકપુત્ર વિસ્મય પામ્યો પછી પોતાની બેને બધી હકીકતથી વાકેફ કર્યો. પછી પોતાની બેનને પોતાના મેડામાં છુપી રાખી વણિકપુત્ર પેલો કાળો દોરો પોતાના ઘર પાસે ઝાડના થડમા મોટો એક બુઢ (વાંન્દર) નજરે પડયો તેના પુછડે આ વણિકપુત્રે દોરો બાંદ્યો કે તેની કાચની પુતળી બનીગઇ. તે પુતળી લઇને પેલા પ્રપંચી બાપજીની ઝોળીમાં મુકી. પેલા બાપજી દિશાએ જઈને આવ્યા તે હાથ પગ ધોઇને પેલી ઝોળીમાં જુએ છે તો પેલી પુતળી દીઠી પછી નિર્ભય થયા. પછી પેલો વણિકપુત્ર આ બાપજીને મેડાઉપર સુવા લઇ ગયો બાપજી પેલી ઝોળી લઇને ઉપર ગયા.

**વણિકપુત્ર**—બાપજી આ પલંગમાં સુઇ જજો પણ બાપજી તમને કહું છું કે અમારે અહીંયાં વણિયરનો બહુ ભોછે માટે તમે બારિયો બધ કરીને સુઇ રહેજો.

**બાપજી**—કુચ્છ મત ફિકર કરના મે સબ બારીઓ બંધ કરકે સો જાઉંગા પછી પેલો વણિકપુત્ર પોતાના ઠેકાણે જઇને સુઈ ગયો.

આ પ્રપંચી બાપજી તમામ બારિયો નકુચા દઇ બધ કરીને પેલી ઝોળીમાથી કાચની પુતળી લઇને પલંગ ઉપર બેઠા.

**બાપજી**—સાલી અબ તેરી કયા દશા કરતા હુ એમ કહીને ગળામાંથી પેલો કાળો દોરો છોડયો કે પેલો અકળાઇ રહેલો બુઢ ( મોટો વાંન્દર ) એકદમ હુક કરીને પેલા બાપજીને નિચે પછાડી નાક કાન કરડીને નખમારી લોહી લવાણ કર્યા. બાપજી બુમો પાડે જાય છે આ બાપજીની બુમો સાંભળી વણિકપુત્રો જાગી ઉઠયા ત્યારે પેલા નાના ભાઇએ કહ્યું ભાઈ તમો બીશો નહિ મને બાપજીએ કહ્યું છે કે હું રાત્રે સાધના કરવાનો છુ ને મોટા બરાડા પાડું પણ તમે બીશો નહિ માટે સો નિરાંતે સુઈ જાઓ. પોતાના ભાઇના કહેવા ઉપર વિશ્વાસ રાખી તમામ સુઇ ગયા થોડીવારે પેલા વાંન્દરે બાપજીને રામસરણ કરી નાંખ્યા. સવાર થયું આઠવાગ્યા પણ બા-

પણ્ ઉઠયા નહિ પછી બધા ભાઈ ભેગા થઇને જુએ છે તો બારિયો તમામ બંધ છે મેડાનો જેનો પણ બંધ છે પછી જેનાના બારણાનું ચણીયારૂ ઉતારી કાઢી નાંખ્યું એટલે માંહેથી પેલો લોહીલવાણુ થએલો બુઢ નીકળી દોડી કુદકો મારી પાસેના ઝાડ ઉપર ચડી ગયો. આ વણિક પુત્રો દિલગીર થયા. આ ત્રણ મોટાભાઇને નાનો ભાઈ પોતાના મેડામાં લઈ જઇને પોતાની બેનને દેખાડી. પછી પોતાની બેને આ પ્રપંચીને કામી મહાત્માની વાત કહી વોકફ કર્યા પછી બાપજીને અગ્નિદાહ કરીને શાન્ત થયા માટે કામી પુરૂષના આખરે ખોટા હાલ થાય છે. તે આ બાપજીના દ્રષ્ટાત ઉપરથી જણાઈ આવે છે.

આ દુષ્ટ પાપી રંભાસુર પોતાની અસુરી બુદ્ધી વાપરી મહિષી ( ભેંસ )થી ધારેલી ધારણા બરલાવી શાંન્ત થયો. અગ્નિનારાયણના વચનના પ્રભાવે રંભાસુરથી આ મહિષીને ગર્ભ રહ્યો રંભાસુર વિચાર કરવા લાગ્યો કે મેં પાપીએ વિષયથી અંધ થઇને આ અઘોર કૃત્ય કર્યું. અરે મને પહેલાં વિચાર લગાર પણ ન આવ્યો. ખેર જે બનવાનું હતું તે બની ગયું. હવે વિચાર કરે શું વળવાનું છે. પછી આ માયાવી રંભાસુર પેલી મહિષીને લઇને પાતાળમાં ગયો ત્યાં તમામ સગા સહોદર તથા મિત્રોને મળી પોતાના ભાઇના મરણના સમાચાર કહીને ખેદ કર-

વા લાગ્યો. પોતાને મળેલા વરદાનના પ્રભાવે આ મહિષીથી ગર્ભ રહેલો છે તેનાથી પ્રતાપી પુત્ર ઉત્પન્ન થશે એવી વાત સર્વેને કહી ત્યારે સૌ ખુશી થયા. થોડા વખત પછી એક મહિષ ( પાડો ) ત્યાં ફરતો ફરતો આવ્યો. તેની નજરે આ મહિષી પડી કે તરત કામાતુર થઈ તેની તરફ દોડયો. રંભાસુર ઘરમાંથી બહાર આવ્યો તેની નજરે પેલો કામાતુર થએલો મહિષ પડયો તેને રંભાસુર કહેવા લાગ્યો.

રંભાસુર— ( ઓખા હરણનો રાગ. )

અલ્યા ઊભો રહેને પાપી, મને રીશ ઘણેરી વ્યાપીરે,
કામાતુર થઇને અહીં તું કેમ આવીયોરે,
એ ન્હોય બાપનો માલ, તારી તનથી ઉતારૂં ખાલરે.
મસ્ત થઇને વિચાર મન નવ લાવીયોરે,

એમ કહી દોડયો તેવાર, માર્યો મહિષને જબરો મારરે.
ક્રોધે ભરાઇ મહિષ તરત ત્યાં કુદીયોરે.
માર્યા શીંગડાં જબરાં ત્યાહે, પડયો રંભ પૃથ્વીમાંહેરે,
મારી લાતોને મહિષે તરત ત્યાં ખુંદીયોરે.

પામ્યો રંભાસુર ત્યાં મર્ણ, દોડી મહિષી સોધવા શર્ણ રે,
જાવું હવે કયાં વિચાર મનમાં ધારીયો રે.
બેઠા રાક્ષસ વડની છાયે, આવી દોડી શરણે ત્યાંયરે,
મારી બાણને રાક્ષસે મહિષને મારીયોરે.

રંભાસુરને મર્ણ પામેલો જોઇ સૌ કલ્પાંત કરવા લાગ્યા પછી રંભાસુરના શબને લઇ અગ્નિદાહ કરવા ગયા. રંભાસુરની ચિતા ખડકી અગ્નિ દાહ કરે છે ત્યાં આ મહિષી છેટે વિચાર કરતી ઉભી છે. પોતે વિચાર કરે છે કે મારા માટે મારા પતિનો જીવ ગયો તો મારે હવે જીવીને શું કરવું છે. એમ વિચાર કરી રંભાસુરની ચિતા દહન થાય છે ત્યાં આવી ઉભી.

( જુઠુ જુઠું જીવત ખરૂં જાણુમારે (૨) એ રાગ. )

રંભાસુરની ચિતા જયાં દહન થાય છે રે,
દહન થાય છે રે અસુર ત્યાંય છે રે. રભા.
આવી દોડતી મહિષી ત્યાંહે, કુદી પડી ચિતાની માંહે,
અસુર કરે થઇ સતી મહિષી જણાય છે રે. રંભા.
મહિષી ઉદર બળીચું છે જયારે, ગર્ભ પ્રગટ થયો છે ત્યારે,
મારે ઉછાળા મહાવીર દેખાય છે રે. રંભા.
મારી કુદકો બ્હાર નીકળીયો, વરદાનીક માયાવી બળીયો,
જોઇ અસુર આનદ ઓછવ સૌ ગાય છે રે. રંભા.

આ પ્રમાણે અગ્નિનારાયણના વચનના પ્રભાવથી મહિષી ઉદરથી પ્રગટ થઇ, ચિતામાંથી છલગ મારી બહાર નીકળીને ઉભેલા માયવી પુરૂષને જોઇ સર્વે અસુરો વિસ્મય પામી આનંદ કરવા લાગ્યા, અને સર્વે મળીને આ પ્રતાપી પુરૂષનું નામ ધરાવે છે.

### સાખી મરાઠી.

મહિષી ઉદરથી પ્રગટ થયા છો, મહાવીર આંણે ઠામ,
સર્વે મળીને હર્ષથી ધરીએ, મહિસાસુર તમ નામ.
પ્રતાપી પૂર્ણ હજો, ત્રિલોક પતિ એ વીર થજો. પ્રતાપી.

આ માયાવી પુરૂષને પ્રગટ થએલો જાણી અસુરોનાં ટોળે ટોળાં મહિષાસુર પાસે આવી ભેગાં થયાં, અને મહિષાસુરને કહેવા લાગ્યા.

**સર્વે અસુરો**—હે મહાવીર તમે ત્રિભુવન જીતી દીગવિજય કરો.

**મહિષાસુર**—ત્રિભુવન એટલે શુ તે મને કહો.

**સર્વે અસુરો**—આપણે સર્વે અસુરો રહીએ છીએ તે પાતાળ લોક કહેવાય છે. આપણી ઉપર મૃત્યુ લોક છે અને તેના ઉપર સ્વર્ગ લોક છે. આ ત્રણ લોક જીતે તે ત્રિભુવનપતિ ગણાય. સ્વર્ગમાં દેવતાઓનુ રાજ્ય છે, અને તે આપણા કટ્ટા શત્રુ છે. જે વખતે તમારા પિતા રંભાસુર તથા તમારા કાકા કરંભાસુર પૃથ્વી ઉપર તપશ્ચર્યા કરવા ગયા હતા તે વખતે તમારા કાકા કરંભાસુર જે જળમાં ઉભા રહી તપશ્ચર્યા કરતા હતા. તેમનો સ્વર્ગનો અધિપતિ જે ઈંદ્ર તે મગરનું રૂપ લઈને આવી અંત આણ્યો હતો. તમારા પિતાશ્રી અગ્નિ નારાયણની તપશ્ચર્યા કરતા હતા તે પોતાના ભાઈના મરણથી શોકાતુર થઈ કટાર લઈ આપ-

ઘાત કરતા હતા. તેવામાં અગ્નિનારાયણે તેમને બચાવ્યા. અને અગ્નિનારાયણે તમારા પિતાને વરદાન આપ્યું તેના પ્રતાપથી તમે પ્રતાપી પ્રગટ થયા છો આ સર્વે બીના સાંભળી મહિષાસુર ક્રોધે ભરાઈ ગર્જના કરી કહેવા લાગ્યો.

મહિષાસુર— ( ગીતિ. )

પાતાળ જીતું પળમાં, પૃથ્વીના શા ભારછે ભાઈ,
સ્વર્ગે નિશાન ચડાવુ, સત્ય કહું છું ઈષ્ટ સોગન ખાઈ.

મરાઠી સાખી.

રક્ત લોચન કરી દંત પીશીને પાય પછાડયા જયારે,
સ્વર્ગ મૃત્યુ પાતાળ ભુવનમાં હાકજ વાગી ત્યારે.
અસુરો પ્રગટયા તહીં, અસંખ્ય જેનો પાર નહિ. અસુરો.

આ માયાવી મહિષાસુરે ક્રોધથી ગર્જના કરી પોતાના પગ પ્રહારથી હજારો અસુરો પ્રગટ કર્યા તથા હજારો હાથી, ઘોડા, ખચ્ચરો તૈયાર કરી, હજારો હથીયારો આપી અસંખ્ય લશ્કર તૈયાર કર્યું. સેન્યાપતિ ચામર, ચીક્ષુ, ઉદગ્ર, મહાહનું, અસીલોમા, તથા બિડાલ વીગેરે સેન્યામાં શોભી રહ્યા છે. આવી અગણિત સેના લઇ માયાવી મહિષાસુર ગર્જના કરતો પ્રથમ પાતાળ જીતવા ચાલ્યો.

( તાલ પુરો મચાવીયો, ચાલ્યા સહુ બાવાને બાવીયો, એ રાગ. )

બહુ મનમાં મ્હાલીયો, ત્રિલોક જીતવાને ચાલીયો.
રંભાસુરનો તન (૨) જેનું ક્રોધી છે મન,
જાણે કરશે દહન, એવો સિંહ સરીખો ફાલીયો. બહુ.
એવો અસુરનો નાથ (૨) ઘણી સેન્યા છે સાથ,
ભલી ભીડીછે બાથ, પ્રથમ પાતાળ જીતવાને હાલીયો. બહુ.
સેન્યા ચાલી સહુ ત્યાંય (૨) વાગે વાજીત્ર જ્યાંય,
શુરા કુદેછે માંય, અતિ હર્ષથી પાડે છે તાલીયો. બહુ.

( મરાઠી સાખી. )

દારૂણ યુદ્ધ કરી, પાતાલ જીત્યું મહિષાસુર માયાવી;
આણ વરતાવી પોતા કેરી વાવટો દીધો ચડાવી.
સહુ કબ્જ કરી, પૃથ્વી જીતવા મરજી ધરી. સહુ.

આ મહામાયાવી મહિષાસુર, પાતાળ તમામ જી-
તી કબજે કરી પોતાની આંણ વરતાવીને પૃથ્વી જીતવા
ચાલ્યો.

( પાટણના નૃપ નથી તુજ મ્હેલે પદમણી નારી. એ રાગ )

સેન્ય સકળ લઈ, મહા માયાવી આવ્યો પૃથ્વીમાંય,
ગાજયો તે કરી ગર્જના ઘોર, થયોછે બ્રહ્માંડમાંહી સોર,
વાધ્યું બહુ અસુર કેરૂ જોર, કરે છે હુકમ પાપી ત્યાંય. સેન્ય.
સેન્યાપતિ ચીક્ષુ તમે જાઓ, લશ્કર લઈ તૈયાર ઝટ થાઓ,
ઉત્તર દિશા જીતી આવો, લઈને હુકમ ચાલ્યો જ્યાંય. સેન્ય.

શુરા ચામર શું બેઠા આજ, કબ્જ કરો દક્ષિણ કેરૂં રાજ,
સૈન્ય સાથે લઇને સહુ સાજ,હિમ્મત ધારી ડરશો નહિ ક્યાંય. સૈન્ય.
ઉદગ્ર શું ખાઓ છો થાક, વગાડો પૂર્વ દિશામાં હાક;
પૃથ્વી આજ ચડાવો ચાક, હિમ્મત ધારી હુ બેઠો આંય. સૈન્ય.
મહાહનું હિમ્મત નહિ હારો, સૈન્ય લઇ પશ્ચિમ સીધારો,
કરો જઇ દીગવિજય મારો, સુરા મારા બાહુની બાંય. સૈન્ય.

આ જુલમી મહિષાસુર ચારે દિશામાં પોતાના સેનાપતિઓને લશ્કર લઈ મોકલીને પોતે મધ્ય ભાગમા ગર્જના કરવા લાગ્યો. આ મહિષાસુરના સેનાપતિઓ ચારે દિશામા કેર વરતાવી, રાજા રજવાડાઓને કબજે કરી, હવન હોમનો ભંગ કરીને સર્વે પૃથ્વી જીતી શર કરી. મહિષાસુરે પોતાના સેનાપતિઓને શાબાસી આપીને પોતાના વિજયનો વાવટો ફરકાવ્યો.

આકાશમાં ઇંદ્રાદિક તમામ દેવતાઓ જોઈ રહ્યા છે. પૃથ્વી શર કરી જાણી ખેદ કરવા લાગ્યા. અને વિચાર કરે છે કે આ પાપી હવે આપણું સ્વર્ગ જીતવા આવશે. એ વરદાનિકને માયાવી આપણાથી જીતાશે નહિ. ઇંદ્ર વિચાર કરે છે કે નક્કી આ પાપી મારૂ સ્વર્ગ જીતીને ઇંદ્રાસન લેશે એમ વિચાર કરીને ગુરૂ બ્રહસ્પતિને કહેવા લાગ્યો.

**ઇંદ્ર**—ગુરૂ બ્રહસ્પતિ આ પાપી મહિષાસુર કદાપિ આપણુ સ્વર્ગ જીવતા આવશે તો આપણે શુ કરીશું.

**બ્રહસ્પતિ**—સ્વર્ગાધિશ પતિ ઇદ્ર તમે આગળથી શુ કરવા ડરો છો એ પાપીના શાભાર છે. એ પાપીને આપણે યુદ્ધ કરીને હરાવીશું. ને કદાપિ હારી શુ તો પૃથ્વી ઉપર નાશી જઇશું. પણ હવે તો હિમ્મત ધારીને રહેવું તે ઠીક છે. મહિષાસુર સ્વર્ગ જીતવા જવાની તૈયારી કરી રહ્યો છે ને પોતાના યોદ્ધાઓને કહે છે.

મહિષાસુર ( નવજ્ઞાઓ તરછોડી મુને પ્રાણુ આધાર, એ રાગ )

મારા સુરા સરદાર સદ્ય તૈયાર થાઓ,
તૈયાર થાઓ, સ્વર્ગે જય મચાઓ. મારા.

દેવ એ શુરા, વ્હેરી છે પુરારે,
કપટીઓને રણમાહી સતાવો. મારા.

પૃથ્વી જીતી, રહી નહિ ભિતિ રે,
ધરી હિમ્મત દેવલોકો હરાવો. મારા.

કપટ કીધુ, અમ્મર પીધુ રે,
અમરાવતિપર ઘેરો લગાવો. મારા.

હર્ષ ધરીને, જય કરીનેરે,
અસુરોનું અમ્મર નામ દીપાવો. મારા.

આ પાપી મહિષાસુર અસંખ્ય લશ્કર લઈ દિશા દિપાવતો ગર્જના કરતો સ્વર્ગપુરીપર ચડાઇ કરીને આવ્યો અને અમરાપુરીને ઘેરો ઘાલી પડયો.

## દેવતાની પવિત્ર નગરીની શોભાનું વર્ણન.

### કટાવ.

સ્વર્ગ પુરીની શોભા સારી, વસે અમ્મરો આણુદકારી, કોટ કનકનો દીસે ભારી, ઉપર ધાબાં તેમાં બારી, જુએ અસુરો ધારી ધારી. આકાશ ગગા નગ્રને ફરતી, કલ્યાણ કરતી, પુર્વ જન્મનાં પ્રાયશ્ચિત હરતી. ભવ્ય દરવાજા સોભેસારા, જડયા હીરા જાણે છે તારા, કમાનના રંગ ન્યારા ન્યારા, રહે ત્યાય ચોકી ફરનારા, જાય બ્હાર શોખીન ફરનારા. સુવર્ણ કેરાં નિશાન દીષે, નંગ જડયાં છે જેના વિષે, જોઇ અસુરને બળતા શીષે, રસ્તા જેના દિષે કેવા, આણુંદ બહુ ઉપજાવે એવા, રચ્યુ નગ્ર વિશકર્મા દેવા, અક્કલ કયાં જાવીતી લેવા. સુવર્ણ મંન્દીરો સૌ દેખાયે, કનકમણીનું કામછે ત્યાંયે, વસે પ્રતાપી દેવો માંયે, પ્રભુ ભજન સૌ પ્રીતે ગાયે, જોઈ અક્કલતો ગુમ થઈ જાયે. બાગ બગીચા શોભે સારા, અસખ્ય માંહી દીષે કુવારા, ચંપો ચ બેલી ગુલાબ શોભે, મોગરો માલતી જોઇ મન લોભે, કેતકી કેવડો બહુ બ્હેકે છે, સુગધ તેની શુ લ્હેકે છે. અનેક પુષ્પો ખીલ્યાં સારા, મગજ શાંન્ત પળમાં કરનારા

અનેક વાવો અને તળાવો, સ્વર્ગપુરીમાં નીરખી આવો,
સુવર્ણ ઘાટ જોઈ ખુશી થાઓ, નિર્મળ જળમાં પ્રીતે ન્હાવો.
પ્રભુ લાડીલા વસતા જ્યાંઈ, શોભા શી બાકી હોય ત્યાંઈ,
પ્રભુ શેવા સૌ મન્દીર મ્હાંઈ, શફૂળ જન્મ દેવોનો ભાઈ,
શિવશંકર કહે મુખે ગાઇ.

મહિષાસુર પોતાના લશ્કરની સ્વર્ગ જીતવા તૈયારી કરે છે, અને પોતાના યોદ્ધાઓને ઉશ્કેરે છે.

ગાયન.

(પ્યારી વાતો કરીલ્યોને પ્યારની, કાંઇ ખાતર કરો દીલદારની. એરાગ)
લેઈ લશ્કરને હિમ્મત ધારી, આવ્યો મહિષાસુર અહંકારી,
સ્વર્ગે આવી પ્હોચ્યો અસુરારી, કરે યુદ્ધની સર્વે તૈયારી. આવ્યો
જંઘ મચાવા, દેવો રીબાવા, વેર પૂર્વનું મનમાં ભારી. આવ્યો
માયાવી પુરો, ક્રોધી એ સુરો, કુદયો ગર્જના કરી તે વારી. આવ્યો
વાજીંત્ર વાજે, બ્રહ્માંડ ગાજે, બેઠા દેવ સૌ હિમ્મત હારી. આવ્યો

મહિષાસુરની ગર્જનાથી ત્રિલોક ખળભળી ઉઠયું. અસુરોનું અસંખ્ય લશ્કર જોઇ તમામ દેવતા હિમ્મત હારી ગયા કે આ પાપી આપણું સ્વર્ગ જરૂર જીતી લેશે. સુર્ય, ચંદ્ર, યમ, વરૂણ, અગ્નિ, અને વાયુ, તથા તમામ દેવતાઓ સ્વર્ગના અધિપતિ ઇંદ્રને કહેવા લાગ્યા.

ઇંદ્ર—ભાઇ હુ પણ એજ ચિન્તામાં બેઠો છું. તમે ગુરૂ બ્રહસ્પતિને બોલાવો. તેવામાં ગુરૂ બ્રહસ્પતિ આવ્યા.

ઇંદ્ર—ગુરૂ બ્રહસ્પતિ આપણા પુર્વના વ્હેરી અસુરોનું ભારે લશ્કર લઈ મહિષાસુર સ્વર્ગપુરીને ઘેરીને બેઠા છે. હવે આપણે શુંકરવું.

બ્રહસ્પતિ— ગાયન.

( યારકે ઘર ચલ જાવે નીડર બતલાદે ખબરીયાં—એ રાગ )

સ્વર્ગપતિ શું પુછો છો શાણા કેમ હિમ્મત હારો,
આવ્યો પાપી બહુ મગ્નમાં મ્હાલી,
અમરાપુરીપર ઘેરો એ ઘાલી.
આજે વરતાવોને ફેર, વાળો પુરૂ વ્હેર, પાપી મારો ઠેર,
સૈન્ય લઈ સઘ સીધારો. સ્વર્ગપતિ.
પૃથ્વી પાતાળ જીતી થયો રાજી,
સ્વર્ગપુરીપર આવ્યો એ આજી.
એવો અસુરનો નાથ, જોયા નથી હાય, અમ્મરોની સાથ,
કરી વેર ક્યાંઈ જનારો. સ્વર્ગપતિ.

બ્રહસ્પતિ—ભાઈ ઇંદ્ર હવે યુદ્ધની તૈયારી કરો અને એ ચડાળોને આપણી અમ્મરાપુરીથી હટાડો. હવે આપણે અમ્મર થઇ કાયરની પેઠે બેશી રહેવું તે ઠીક નથી. અસુરો વર્દ્ધનીક થઈ પૃથ્વી ઉપર મનુષ્ય લોકોને દુઃખી ન કરે તથા સ્વર્ગ જેવા ઈશ્વરી ધામમાં આવી ન શકે

માટે એ પાપીઓને સજા કરવાને આપણને પ્રભુએ અમ્મર કરેલા છે. માટે હિમ્મત લાવી સત્વર યુદ્ધની તૈયારી કરો.

ઇંદ્ર—જેવી ગુરૂની આજ્ઞા.

ઇંદ્ર તમામ દેવતાઓને કહેવા લાગ્યો.

ઇંદ્ર— ગાયન.

(કોન ગલી ગયો શ્યામ બતાદે સખી કોન ગલી ગયો સ્યામ—એ રાગ)

થાઓ તમે તૈયાર, યમ, અગ્નિ દેવો થાઓ તમે તૈયાર.
સુર્ય, ચંદ્ર, વરૂણ, વાયુદેવો, ડરશો નહિરે લગાર. યમ.
તેત્રીશ કોટી, દેવોની મોટી, સેન્યા લઇને અપાર. યમ.
હિમ્મત લાવો, નામ દિપાવો, અમ્મરોનુ રે આવાર. યમ.
વાજીંત્ર વાજે, દુન્દુભી ગાજે, હયગજરથપર સ્વાર. યમ.

આ પ્રમાણે સ્વર્ગપતિ ઇંદ્ર તેત્રીશ કોટી દેવો અને હજારો યોદ્ધાઓનું મોટું સેન્ય લઈ પાપી મહિષાસુર સાથે યુદ્ધ કરવા જાય છે.

( મરાઠી સાખી. )

ઇંદ્ર ઐરાવતપર બેસીને, સૈન્ય લઇ તે વારે,
તેત્રીશકોટી દેવો સાથે, આવ્યો સ્વર્ગની બ્હારે.
ચાલ્યા તરત તહીં, મહિષાસુર ઉભોછે જહીં. ચાલ્યા.

અસુરોનું અસંખ્ય લશ્કર લઇ મહિષાસુર ગર્જના કરતો જયાં ઉભો છે. ત્યાં સ્વર્ગપતિ ઇંદ્ર તેત્રીશ કોટી દેવો સાથે અસંખ્ય લશ્કર લઈ મહિષાસુરની સનમુખ આવી ઉભો.

ઇંદ્ર—　　ગાયન.

( રાગ ઓતરાના સ્વપ્નાનો )

અલ્યા આવ્યો મહિષાસુર અહીં, કેમ નિચ કુબુદ્ધી તારી થઇ,
કરી દીગવિજય પાતાળ મહી, બહુ મગ્ન થયો પૃથ્વીને લઇ.
તુજ પિતા તપે માયાવી થયો, ધરી ગર્વ પ્રબળ થઈ છાકી ગયો,
જીતી પૃથ્વી પાતાળ ન બેશી રહ્યો, કેમ વિચાર મન લેશ લહ્યો.
અમરો તુંજથી નહિ જીતાયે, દૈતો માર્યા બહુ રણ માંયે,
કહેલું માની પાછો જાયે, ખોટી શું કરવા અહીં થાયે.

મહિષાસુર—
અલ્યા ઇંદ્ર બકે શું મન ધારી, પામ્યો સ્વર્ગ તણી પદવી ભારી;
કેમ બની ગયો છે અહંકારી, મુજ કાકાને નાંખ્યો મારી.
તેનું ઝેર હૃદયમાં બહુ ધારૂં, નક્કી દેવ સકળને સંહારૂં,
ઇંદ્રાસન જાશે કહું તારૂં, આવ્યો જીતવાને તે સારૂં.
કર યુદ્ધતણી તુ તૈયારી, આવ્યો લશ્કર લઇને તું ભારી,
નક્કી આવી બન્યું કહું મન ધારી, જશે સ્હાયબી આ સઘળી તારી.

અહંકારી મહિષાસુરના વજ્રરૂપી બોલો સાંભળી ઇંદ્ર બહુ કોપાયમાન થયો, અને તમાંમ દેવતાઓને તથા લશ્કરને લડવાની આજ્ઞા આપે છે.

મહિષાસુર પોતાના સેનાપતિઓને કહેવા લાગ્યો.

**મહિષાસુર**—મારા સુરા સેનાપતિ ચીક્ષુ તથા ચામર હવે યુદ્ધની તૈયારી કરો એ દેવોના શા ભાર છે એમ કહી પાપી મહિષાસુર ગર્જના કરી. ઈંદ્રના સાથે યુદ્ધ કરવા માડે છે.

( રાગ બારતનો અહો રાયજી શુણીએનો )

રીશ કરીને પાપી કુદયો કરી ગર્જના ઘોર,
સ્વર્ગ મૃત્યું પાતાળ ભુવનમાં, ગાજી રહ્યો છે શોર. અહો.
મહિષાસુરને ઈંદ્ર લડે છે, રીશ કરી મન માંહે,
ચામર ચીક્ષું સાથે કરે, યમ અગ્નિદેવ યુદ્ધ ત્યાંહે. અહો.
ઉદગ્ર અને વરૂણ દેવ ત્યાં, કરે યુદ્ધ બહુ ભારી,
મહાહનુંને વાયુ દેવ ત્યાં લડે રીશ બહુ ધારી. અહો
અશીલોમાને બિડાલ લડતા, સૂર્ય ચંદ્રની સાથ,
સર્વે યોદ્ધાઓ લડી રહ્યા છે, કરતા બાથ બાથ. અહો.
બાણુની વૃષ્ટી દેવો કરતા, અસુર પર તેવારે,
છુટ્ટા પથ્થર દૈતો સર્વે, દેવ સહુને મારે. અહો.
વાજીંત્ર વાજે દુંદુભી ગાજે, મચી રહ્યો બહુ શોર,
દેવ સહુ કળકળવા લાગ્યા, પુરૂ પાપીનું જોર. અહો.
દેવ બાણુથી ઘાયલ થઇને, અસુર પડતા ધર્ણુ;
ઘાણુ વઢ્યો ત્યાં પાપી કેરો, બહુ પામીયા મર્ણુ. અહો.

તવ મહિષાસુર બહુ કોપીયો, રીશ ઘણી મન ધારે,
ઘણા અસુરો પગ પ્રહારે, તરત કર્યા તૈયારે. અહો.
ક્રોધજ કરતા હિમ્મત ધરતા, દૈતો કરીને રીશ,
પાષાણુ વૃષ્ટીથી કુટયાં ત્યા, ઘણા દેવનાં શીષ. અહો.

આ પ્રમાણે દારૂણ યુદ્ધ મચી રહ્યું છે. ને માયાવી મહિષાસુરના ક્રોધથી લોચન રાતા થઈ રહ્યાં છે. ને મનમાં વિચાર કરવા લાગ્યો કે એ પાપી દેવોના શા ભાર છે. અને ઇંદ્રમારા શા હિશાબમાં છે. એમ કહી ઇંદ્ર ઐરાવત પર બેશી યુદ્ધ કરે છે. તેની સામો ગદા લઇને દોડયો.

ગાયન.

( ઓ હિણુ ભાગી મ્હાપાપી (૨) એ રાગ. )

સૌ યોદ્ધાને હિમ્મત આપી (૨) દોડયો મહિષાસુર પાપી, મનરી
ઘણેરી વ્યાપી, આવ્યો ઇંદ્રની પાસ, હાંહાંરે આવ્યો ઇંદ્રની પા
મારે ગદા પાપી બહુ ત્યાયે (૨) ઐરાવત ચમકયો જ્યાયે, પડ
ઇંદ્ર રણની માયે, દેવ થયા નિરાશ, હાંહાંરે દેવ થયા નિરાશ
થઈ ઇંદ્ર તર્ત તૈયાર (૨) થયો ઐરાવતપર સ્વાર, ચડયો ક્રોધ મ
અપાર, કાઢી શાંગ ઝટ ત્યાંય, હાંહાંરે કાઢી શાંગ ઝટ ત્યાં
બહુ ગાજ્યો સ્વર્ગનો ઇશ (૨) મારી શાંગ કરીને રીશ, ચાલ
મહિષાસુર દીશ લીધી પકડી કર માંય હાંહાંરે લીધી પકડી કરમાં
સહુ દેવ બહુ અકળાયા (૨) પાપી સાથે નવ ફાવ્યા, સહુ, વિચા
મનમાં લાવ્યા, હવે જાવું તે ક્યાંય હાંહાંરે હવે જાવું તે કયાં

જ્યારે યુદ્ધ બંધ થયુ ત્યારે પાપી મહિષાસુરના ત્રાસથી અકળાએલા દેવો સર્વ ઈંદ્રની પાસે આવ્યા.

સર્વે દેવો—હે સ્વર્ગાધિશ ઇંદ્ર આ પાપીનો ત્રાસ અમારાથી સહન થઇ શકતો નથી અને આ દુષ્ટોને આપણે જીતી શકવાના નથી.

ઇંદ્ર—ગુરૂ બ્રહસ્પતિ તમારી શી સલાહ છે.

બ્રહસ્પતિ—આ દુષ્ટ આપણાથી જીતાવાનો નથી. કારણકે તેના પિતાના તપના પ્રભાવે તે પ્રબળ થએલો છે. અગ્નિનારાયણના વરદાનથી તેને ત્રિભુવનમાં કોઇ જીતી શકે તેવુ નથી. આપણે ઘણા વખતથી યુદ્ધ કરીએ છીએ પણ પાપી જીતાતો નથી. આપણે અત્યારે સ્વર્ગ છોડી સહકુટુંબ સાથે, રાત્રીના વિષે ફાવે તેવા રૂપ ધરીને પૃથ્વી ઉપર ચાલ્યા જવું તે ઠીક છે.

ઇંદ્ર—આપનું કહેવું મને પણ યોગ્ય લાગે છે તે સિવાય બીજો ઉપાય નથી.

ઇંદ્ર—સર્વ દેવતાઓ આપણે સર્વે ફાવે તેવાં રૂપ ધરીને પૃથ્વી પર ચાલો તમામ દેવતાઓ સહ વર્તમાન પૃથ્વી ઉપર જવાની તૈયારી કરી રહ્યા છે.

( મરાઠી સાખી. )

દેવ સકળ તવ રૂપ ધરીને, સ્વર્ગ સદન પરહરીયા,

ત્રાસ પામીને થઇ નિરાશે, આવી પૃથ્વીપર ઠરીયા.
વિચાર સહુ કરતા, પાપીઓથી બહુ ડરતા. વિચાર.

દેવો સ્વર્ગ છોડી પૃથ્વી ઉપર આવી સર્વે મળી વિચાર કરે છે.

સ્વર્ગમાં મહિષાસુરના સેનાપતિ ચામર તથા ચીક્ષુ લશ્કરની તૈયારી કરી દુન્દુભી નાદ કરી રહ્યા છે. પણ દેવતાઓના સૈન્ય તરફ નજર કરતાં શુન્યકાર લાગ્યું. નિશાન ડંકા અને હય ગજ રથો અને વાંજીત્રો નીચે પડેલાં જોવામાં આવ્યાં. ત્યારે ચીક્ષુ તથા ચામર વિશ્મય પામી જોઈ રહ્યા.

**ચીક્ષુ**—ભાઈ ચામર આ શું કહેવાય કેમ આ દેવો કોઈ દેખાતા નથી, ને સ્વર્ગપુરીમા પણ શુન્યકાર લાગે છે.

**ચામર**—ભાઈ સર્વે દેવો આપણા ત્રાસથી સ્વર્ગ છોડી ચાલ્યા ગયા છે. માટે આપણે મહિષાસુરની પાસે જઇને તમામ હકીકત કહીએ. બન્ને હરખાતા મહિષાસુરની પાસે આવી કહેવા લાગ્યા.

ગાયન.

( જુનુતો થયુરે દેવળ જુનુતો થયુ. એ રાગ. )

નાશી ગયારે દેવો નાશી ગયા,
આજે સ્વર્ગ શુંનુને દેવો નાશી ગયા.
યુદ્ધમાં હારી, ભય બહુ ધારી રે,

સ્વર્ગ તજીને નિરાશ થયા. દેવો નાશી ગયા. આજે.
લશ્કર વિષે કોઈ ન દિશેરે,
હય ગજ રથ સૌ ઉભા રહ્યા. દેવો નાશી ગયા. આજે.
હર્ષથી ચાલો, મનમાં મ્હાલો રે,
શુભ સમાચાર આજે તમને કહ્યા. દેવો નાશી ગયા. આજે.

મહિષાસુર આ શુભ સમાચાર સાભળી, ચામર તથા ચીક્ષુને ધન્યવાદ આપી દેવોના લશ્કર તરફ જોવા ચાલ્યો. ત્યાં જઈને જોતા તમામ શુન્યકાર જણાયું હયગજ રથ તથા નિશાન ડંકા અને વાજીંત્રો તથા હથીયારો તમામ પડેલાં જોવામાં આવ્યાં. પછી મહિષાસુર પોતાના પ્રધાનોને હુકમ કર્યો કે એ દેવોની તમામ શાહ્યબી આપણા સ્વાધીન કરીલ્યો. ને મોટી ધામ ધુમની સાથે સ્વર્ગપુરીમાં જવાની તૈયારી કરો. મહિષાસુરના હુકમ પ્રમાણે સેનાધિપતિઓ દેવોની શાહ્યબી સ્વાધીન કરીને તૈયાર થયા. મહિષાસુર વાજીંત્ર વગડાવતો દુંન્દુભીનાદ કરતો, દિશાઓ દીપાવતો અમરાપુરીની નજીક આવી પહોંચ્યો અમરાપુરીને ફરતી આકાશ ગંગા વહેતી જોવામાં આવી.

મરાઠી સાખી.

આકાશ ગંગા ઉતરી ચાલ્યા અસુર સર્વે જ્યાયે,
ભવ્ય દરવાજો અમરાપુરીનો આવી પહોચ્યા ત્યાંયે;
જોઈ હરખાયા આનંદ ઉરમાં બહુ લાવ્યા. જોઈ.

મહિષાસુર અમરાપુરીના દરવાજા પાસે મોટી ધામ ધુમની સાથે આવી પહોચ્યો. અમરાપુરીનો સુવર્ણ કીલ્લો તથા મણીમયથી શોભિત દરવાજો જોઇ અતિ આનંદ પામ્યો, ને અમરાપુરીમાં પ્રવેશ કરવા તૈયાર થયો.

ગાયન.

( પેટ લાંડુતિના આ સુકાઇ જાય છે, એ રાગ )

મહિષાસુરને મન આનંદ થાય છે.
ધરી ગર્વને અમરાપુરીમાં જાય છે.　　મહિષાસુર.
મળ્યુ સ્વર્ગને પાપી બહુ ખુશી થયા,
દેવ મંન્દીરો જોઇને ભાન ભુલી ગયા.
સૌ ચાલે, મનમ્હાલે, મુખલાલી આવી જણાય છે. મહિષાસુર.
જોઇ અમારાપુરીને આવ્યો પાપી જહીં,
તખ્ત ઇંદ્રાસન શહન શોભે તહીં.
થઇરાજી, બહુગાજી, આણંદ માંહી તણાય છે.　મહિષાસુર
શોભે સભરા મંડપ હીરા રત્ને જડયો,
ત્રિલોકમા નજરે કયાંઇ નહિ પડયો.
ધન્ય શર્મા વિષકર્માએ ભાવે ઘડયો દેખાય છે. મહિષાસુર.

મહિષાસુર સ્વર્ગપુરીમાં શોભા તથા ઇંદ્રાસનનો ઠાઠ જોઇ છક્ક થઇ ગયો, અને કહેવા લાગ્યો આજે હું મારૂ ધન્ય ભાગ્ય સમજુ છું કે મારે આ દેવલાક તખ્તપર બેશવા વખત આવ્યો. મનમા પ્રફુલિત થઇને પાપી ઇંદ્રાસનપર જઇને બેઠો.

## ગાયન.

( આવરદા વ્યર્થ વીતાય એ રાગ. )

મહિષાસુર મન મલકાયે, ઇંદ્રાસનપર પાપી બેઠો આનંદ
ઉર નવ માયે. મ.

સ્વર્ગ, મૃત્યુ, પાતાળ જીતીને થયો ત્રિભુવન રાયે,
જોર પ્રબળ બહુ જાણો અસુરનું રૂડી કરમ રેખાયે. મહિષાસુર.
નિર્ધનિયાને ધન મળે તેમ દૈતો રાજી થાયે,
મહિષાસુરના મસ્ત થઇને ગુણ પાપી સૌ ગાયે. મહિષાસુર.
દેવ મંદીરે દાનવ વસતા થયો કેવો અન્યાયે,
પ્રભાવ સર્વે તપનો જાણો ઇષ્ટતણી કરૂણાયે. મહિષાસુર.

પાપી મહિષાસુર સ્વર્ગની ગાદીપર બિરાજમાન થઈ દીગવિજયનો વાવટો ફરકાવી દીધો—અસુરો દેવતાઓના મંદીરોમાં વશી આનંદ કરવા લાગ્યા. પાપી મહિષાસુરથી સ્વર્ગમાં હારી ગએલા દેવો પૃથ્વી ઉપરશું કરે છે તે આખ્યાન શ્રવણ કરો.

પાપી મહિષાસુરથી યુદ્ધમાં હારેલા દેવોનાં સમુહ નિરાશ થઇ પૃથ્વી ઉપર મનુષ્યની પેઠે રખડવા માંડયાં. તમામ દેવો કાત્યાયની આશ્રમમાં ભેગા થઈ વિચાર કરવા માંડયા.

ઇંદ્ર—ગુરૂ બ્રહસ્પતિ આંધળાંમાં જેમ કાંણો રાજીયો મ્હાલી રહે તેમ પાપી અસુરો ત્રિભુવનમાં મદોન્મસ્ત થઇને મ્હાલી રહ્યા છે. તે વિષે એક દ્રષ્ટાંત કહું તે સાંભળો.



કોઇ એક નગરમા ગડબડદાશ નામના વણિક શેઠ રહેતા હતા. તેમને મોતીલાલ, ને મંગાલાલ નામના બે દીકરા હતા. મોતીલાલ નામનો મોટો દીકરો. સુસિલ વિવેકી અને વેપારી લાઇનમા પૂર્ણ હોંશીયાર હતો. અને નાનો દીકરો મંગાલાલ તે લાલ ગણાતા હતા. તે લુચ્ચો જુવારી ને સર્વે દુર્ગુણોથી ભરેલો હતો. હજાર રૂપિયાનું એક દિવસમાં પાણી કરવું તે તેને હિસાબમાં નહોતું. આ ગડબડશેઠ પોતાની લાખ રૂપિયાની મીલકતમાંથી બન્ને-ભાઇને સરખે ભાગે વ્હેંચીઆપીને થોડા વખત પછી પરલોકને પામ્યા. તેમનું ક્રીયા ખર્ચ બન્ને ભાઇએ સારી રીતે કર્યું. પછી આ સ્વતંત્ર થએલા મંગાલાલની શાહ્યબીનો પાર રહ્યો નહિ ભાઇ બે ઘોડાની ફેટીન રાખી રોજ ભાઇ બંધ દોસ્તદાર સાથે શેલ કરતા. રોજના હજાર પાંચશેનું પાણી કરતા. તેની સ્ત્રી સુશિલ અને કુળવાન ઘરની હતી, તે આ ભાઇસાહેબને ઘણી શીખામણ આપતી પણ આ ભાઇ તેને બીલકુલ ગણુતા નહોતા આ બાઇ બહુ કક-ળાટ કરે ત્યારે તેને મારવાને દોડતા. આ મંગાલાલે એક વર્ષમાં રૂપીઆ પચાશ હજારનું પાણી કર્યું. તેના વિવેકી ભાઇ મોતીલાલે પચાસ હજારના એક વર્ષમાં વેપારી લાઇનમાં સાઠ હજાર કર્યાં. આ મંગાલાલ થોડા વખ-

તમાં ચીથરે હાલને હાંલ્લે રાંધતાં ને ચડવે પાણી પિતા થઇ ગયા. પોતાના ભાઈની શાહ્યબી આ દુષ્ટથી જોઇ ખ- માતી નથી આ મંગાલાલ પોતાની સ્રીને કહીને એક દિવસ બહારગામ જવા નીકળ્યા. દુઃખથી કંટાળી પાંચ પચીશ ગાઉ જંગલમાં નિકળી ગયા. ત્યાં જંગલમાં એક શીવનું દેવાલય તેની નજરે પડયુ ત્યાં આ મંગાલાલ શંકરના દેવાલયમા ગયા. દેવળની પાસે એક વાવ હતી તેમાંથી જળ લાવી શંકરને ચડાવીને શંકરની તપશ્ચર્યા કરવા બેઠા સાત દિવસ થયા ત્યારે શકર પ્રસન્ન થયા.

**શંકર**—હે વત્સ તું માગ્ય તારાપર હું પ્રસન્ન થયો છુ તું કહે તે આપું.

**મંગાલાલ**—અહો શકરદાદા તમે મારા ઉપર પ્રસન્ન થયાછો તો હુ તમારી પાસે એટલુંજ માગું છુ કે મારો ભાઇ મારાજેવી સ્થિતિનો થઇ જાય.

**શકર**—દુષ્ટ પાપી આ તું શુ માગે છે. તારાભાઇને તુ તારા જેવો કરવા ધારે છે. મુર્ખ તું બીજુ કંઇ માગ્ય.

**મંગાલાલ**—મહાદેવજી તમારે આપવું હોય તો તેજ આપો.

**શંકર**—જા અદેખા હું વચન આપું છુ તે તારે એકતો બીજાને બે.

**મંગાલાલ**—મારે એકતો બીજાને બે એટલે શું તેતો મને કહો.

**શંકર**—તું મારા નામનો દીવો કરી માગે કે મને સો રૂપિઆ મળવા જોઇએ તો તને રૂપિઆ સો મળે ને બીજાને ત્યા બસો રૂપિઆ થાય.

**મંગાલાલ**—આ મંગાલાલ ગુસ્સે થઈ કહેવા લાગ્યો ઠીક મહાદેવજી હું તમને પણ જોઈ લઇશ. એમ કહી પોતાના ઘર તરફ ચાલ્યો એક બે દિવસમા મંગાલાલ ઘેર આવ્યા બિચારી તેની સ્રી તેની ફિકરમાજ હતી તે આ ભાઇ સાહેબને જોઇને ખુશી થઇ.

**સ્રી**—તમે આટલા દિવસ કયાં ગયા હતા,

**મંગાલાલ**—રાંડ તારે શુ કામ છે લે રામાયણ કુટવા ગયા હતા.

**સ્રી**—શેની રામાયણ કુટવા ગયા હતા.

**મંગાલાલ**—આ પેલા મહાદેવીયાનું તપ કરવા ગયો હતો.

**સ્રી**—તમે તપ કરવા ગયા હશો તો તમને કાંઇ વરદાન આપ્યું હશે.

**મંગાલાલ**—આપ્યુ હવે વરદાન મારૂ મન ખુશી થાય તેવું આપ્યું નહિ.

**સ્રી**—શું વરદાન આપ્યું તે તો કહો

**મંગાલાલ**—આપણે એક તો બીજાને બે આવુ વરદાન આપ્યું છે.

સ્ત્રી—એટલે શું.

મંગાલાલ—જો કે આપણે મહાદેવજીના નામનો દીવો કરીને માગીએ કે મને રૂપિયા સો મળવા જોઇએ તો આપણને રૂપીઆ સો મળે ને મારા ભાઇના ઘરમાં રૂપીઆ બસો થાય ને બધા ગામના ઘરમાં બસો થાય. આવુ ઊંધુ મહાદેવે વચન આપ્યું છે.

સ્ત્રી—હુ ઘણીજ ખુશી થઇ આપણને રૂપીઆ સો મળે ને બીજાને બસો મળે એમાં આપણે કયાં ગણીને આપવાના છે. પણ આપણને તો સો મળ્યા તેતો ખરા.

મંગાલાલ—જા રાંડ તું પણ ઊંધી છે એમ કહી મંગાલાલ જમીને બહાર ફરવા ગયા. આ ભાઈ સાહેબની સ્ત્રીએ હાંલ્લાં ઘરમા કુસ્તી કરે છે તેથી વિચાર કર્યો કે લાવ્ય મારા પતિ શંકર દાદાનું વરદાન પામી આવ્યા છે તેનો ઉપયોગ કરૂં તે ખરૂં કહે છે કે ખોટુ કહે છે તેની મને ખાત્રી તો થાય સ્ત્રી, શંકરના નામનો દીવો કરી એક રૂમાલ પાથરીને કહેવા લાગી.

સ્ત્રી—હે શંકર બાપજી તમે જો મારા પતિને વરદાન આપ્યું હોય તો આ રૂમાલના નીચે રૂપીઆ હજારનો થાળ ભરેલો થવો જોઇએ. આ બાઈના માગવા પ્રમાણે શંકરના વરદાનથી રૂપીઆ હજારનો થાળ રૂમાલ નીચેથી નીકળ્યો. આખા ગામમાં રૂપીઆ બબે

હજાર બધાના ઘરમાં થયા. આ મંગાલાલ બજાર-માંથી જતા હતા તેની નજરે દરેકની દુકાને બબે થાળ રૂપિઆના ભરેલા જોવામાં આવ્યા પોતાના ભાઈની દુકાને પણ બે થાળ રૂપીઆ જોવામાં આવ્યા. મંગાલાલ વિચારે છે કે હાય રાંડે ઘેર કાંઈ મોકાંણુ માંડી હશે એમ કહી દોડતા આ ભાઈ સાહેબ ઘેર આવ્યા ને જુએ છે તો રૂપીઆ હજારનો થાળ તેની સ્ત્રીના સ-નમુખ પડેલો નજરે જોવામાં આવ્યો.

**મંગાલાલ**—રાંડ તેં આ શું કર્યું આપણા ઘરમા હજાર થયા ને મારા ભાઇના ઘરમાં બે હજાર થયા ને બધા ગામના ઘરમાં થયા.

**સ્ત્રી**—આપણને તો રૂપીયા હજાર મળ્યા તેતો ખરા બીજાને કયાં આપણે ગણીને આપી આવ્યા છીએ એ માટે મોટું મન રાખો.

**મંગાલાલ**—ઠીક છે રાંડ હું જોઉ છું મહાદેવજીને એમ કહીને રાત્રીના વિષે મંગાલાલે શંકરના નામનો દીવો કરાવ્યો ને આ લાલ સાહેબ માગે છે.

**મંગાલાલ**—હે મહાદેવજી બાપ તમારા વરદાનથી મારૂં ઘર રાતમાંને રાતમાં ત્રણ માળનું થવું જોઈએ એમ કહીને રાત્રે મંગાલાલ સુઈ ગયા. જયારે સવાર થયુ ત્યારે મંગાલાલ નીંદ્રામાંથી ઉઠયા ને જુએ છે તો

પોતાનું ઘર ત્રણ માળનું થએલું જોયુ. ને બારીએ આ-વીને પોતે જુએ છે તો આખા ગામનાં ઘર છ માળનાં જોવામાં આવ્યાં.

મંગાલાલ—મહાદેવજી તમે મને બધા ગામથી નિચો કરી નાંખ્યો ઠીક પણ હું તમને જોઈ લઉછુ પછી આ પાપી કહેવા લાગ્યો

મંગાલાલ—હે મહાદેવજીબાપ તમે મને જો ખરે-ખરૂ વરદાન આપ્યુ હોય તો આ મારી ડાબી એક આંખ ફુટજો, શંકરના વરદાનથી આ પાપીની એક ડાબી આંખ ફુટી ગઈ ને ગામમાં બધાની બબે આંખો ફુટી સૌ આં-ધળા થયાં. પછી આ પાપી કહેવા લાગ્યો કે હે મહાદે-વજીબાપ મારા આગણે એક ઝંડીઓ કુવો થજો કે તરત તેના આગણે એક મોટો કુવો થયો ને સૌના આંગણે બબે મોટા કુવા થયા ને બિચારા ગામમાં આંધળા થએલા સર્વે મનુષ્ય બહાર આવે તે પેલા કુવાઓમાં પડે. આ આખા ગામમાં આંધળામા કાંણો રાજીયો મંગાલાલ મ-હાલવા લાગ્યો. આ ઉપરથી એટલુ સમજવાનું કે સારો હોય તે સારૂં કરે ને બુરો હોય તે બુરૂં કરે.

ઇંદ્ર—ગુરૂ બ્રહસ્પતિ પાપી અસુરો ત્રિભુવનમાં કાંણા રાજીયાનો માફક મ્હાલી રહ્યા છે. તે મારાથી સહન થઇ શકતું નથી.

બ્રહસ્પતિ—ભાઇ ઇંદ્ર આપણે સર્વે દેવતાઓને લઈને જગતના પિતા બ્રહ્માજીના પાસે ચાલો, અને તેમને તમામ દુઃખ નીવેદન કરીએ. ગુરૂ બ્રહસ્પતિની સલાહ પ્રમાણે ઇંદ્ર તમામ દેવોને લઇને જગતના પિતા બ્રહ્માજીની પાસે બ્રહ્મલોકમાં આવ્યા.

બ્રહ્મા—દેવો તમે નિરાશ થઇને મારી પાસે આવ્યા છો તેનું કારણ હું સમજી ગયોછું. અત્યારે પાપી મહિષાસુર કોઇનાથી મરાય તેવો નથી. માટે આપણે સર્વત્ર શિવની પાસે કૈલાશમાં ચાલો. એમ કહી બ્રહ્મા દેવોને ધીરજ આપે છે.

ભાષણરૂપી છપ્પા.

બ્રહ્મા ધીરજ આપતા દેવોને તે વાર.<br>
સંકટ સહુને શિર પડે, પણ ડરવું નહિ તલભાર.<br>
પ્રબળ પાપીનું થયું, એ તપનો આધાર,<br>
ત્રિલોક જેને જીતીયું, લીધા સૌ અધિકાર.<br>
વખત વખતની છાંયડી સૌને શિરપર જાય છે,<br>
ગર્વ ધરે જે પાપીઓ, તે પુરા પસ્તાયછે.

પછી તમામ દેવોને લઈ બ્રહ્મા કૈલાશમા શંકરની પાસે આવ્યા. બ્રહ્મા સહીત આવેલા દેવોને જોઇ શંકરે માન્ય આપી આવાગમનનું કારણ પુછ્યુ.

બ્રહ્મા—ભોળાનાથ પાપી મહિષાસુર ત્રિભુવન જીતી વશ કરી ઇંદ્ર થઈને બેઠો છે, અને સ્થાનક ભ્રષ્ટ થએલા દેવો મારી પાસે દુઃખ નિવેદન કરવા આવ્યા તેમને લઇ હું આપની પાસે આવ્યોછું. માટે આપ શુ સલાહ આપો છો. શરણુ આવેલા દેવોનુ આપણે સંકટ કાપવુ જોઈએ.

શંકર—દેવો તમે શાંત થાઓ. એ દુષ્ટને મારવા માટે આપણે વિષ્નુ ભગવાન પાસે બ્રહ્મા સહિત જઇને વિચાર કરીએ છીએ. તેનું હવે પુન્ય પરવારી રહ્યું જણાય છે. માટે તમે ગભરાશો નહિ.

" મરાઠી સાખી "

દેવ સકળને બ્રહ્મા સાથે, શંકર ત્યાં સંચરતા,
વૈકુંઠ દ્વારે આવી પહોચ્યા, હિમ્મત મનમાં ધરતા.
પ્રભુ હરખાયા બ્રહ્મા શંકરને વધાવ્યા. પ્રભુ હરખાયા.

વિષ્નુભગવાન— ભાવપુરૂપી છપા.

દેવ સકળને લઈ તમે બ્રહ્મા શંકર આવીયા,
કૃપાકરી બહુ મુજપરે આણંદ મનમાં લાવીયા.
કામપડયુ શું મ્હાયરૂં સત્વર તે મુજને કહો
વશહુંછુ તમ સર્વથી જુદાઇ મનમાં નવ લહો.
મુખ મુદ્રિકા સર્વની ઉતરેલી દેખાય છે,
વારકરો નહિ ઝટ કહો જીવ મારો ગભરાયછે.

બ્રહ્મા તથા શંકર.   ગાયન.

( બાપુજી વિચારી બોલો શું અભિમાનમાં ડોલો એ રાગ )

મહિષાસુર જુલ્મી એવો, આ દુઃખી કર્યા સહુ દેવો.
કરે અસુર અન્યાય કેવો, ત્રિભુવન અકળાયા જેવો.
પાતાળ પૃથ્વીને વશ કીધી, સ્વર્ગ તણી ગાદી લઇ લીધી.
થયો ઇંદ્ર એ ગર્વ ધરે બહુ વિચાર મનમા લેવોરે. મહિ.
અધિકાર પાપીએ લીધા, યજ્ઞાદિક સહુ બંધજ કીધા,
ધર્મ ધ્રુજેછે બહુ પાપીથી,જુલ્મ થાય છે તેવોરે. મહિ૦

શંકર—પ્રભુ પાપી મહિષાસુરે બહુ જુલ્મ કરવા માંડયો છે. જેણે ત્રિલોક જીતી યમ અગ્નિ સુર્ય ચદ્ર તથા વરૂણ વાયુ દેવોના અધિકાર ભોગવવા માંડયા છે. સ્વર્ગમાથી પદભ્રષ્ટ થઈ નિરાશ થએલા દેવો પૃથ્વી ઉપર મનુષ્યની પેઠે રખડે છે. તે સર્વ દેવોને તથા બ્રહ્માજીને સાથે લઈને હું આપની પાસે આવ્યોછું. માટે આપણી શરણે આવેલા દેવોના શત્રુ મહિષાસુરને મારવાનો ઉપાય શોધવો જોઇએ.

વિષ્ણુભગવાન—શંકર તથા બ્રહ્માજી આ પાપી તપના પ્રભાવથી પ્રબળ થએલો છે. માટે આપણાથી એ દુષ્ટ મરાવાનો નથી માટે આપણે સર્વત્ર કાત્યાયની આશ્રમમાં ચાલો. ત્યાં જઈને આદ્યશકિત જગદંબાની સ્તુતિ કરીએ

તમામ દેવો સહિત બ્રહ્મા વિષ્નુ ને શંકર કાત્યાયની આશ્રમમાં આવ્યા.

વિષ્નુભગવાન—શંકર તથા બ્રહ્માજી આપણે સર્વ એકત્ર થઇ તમામની શક્તિઓ એકઠી કરો. એટલે તેજોમય ૐકાર થઇને મહાશક્તિ મંમાયા પ્રગટ થશે.

પછી બ્રહ્મા, વિષ્નું, શંકર તથા સહવર્તમાન દેવો આદ્યશક્તિ મંમાયાની સ્તુતિ કરે છે.

ગાયન.

(દિન બન્ધુ મારારે, દુઃખ હરનારારે, સુખ કરનારારે શુ હું કહુ એરાગ.)

દયા દીલ લાવોરે, વેગે વહેલા આવોરે, દુઃખથી બચાવોરે મા. ત
અહો બળદારીરે, વિનંતી હમારીરે. લેજો ઉરે ધારીરે મા. ત

સાખી.

મહિષાસુર જુલ્મી બહુ દુઃખ દેતો મંમાય,
તુજ વિન ત્રિભુવનમાં નહિ કરવાને કો સહાય.

અહો દુઃખ ભંજનરે, થાઓ તમે રંજનરે, દુષ્ટ નીકંદરે મા.ત.
આશરો તમારોરે, પાપીઓને મારોરે દેવોને ઉગારોરે. મા.ત.

સાખી.

આદ્ય ભવાની ઇશ્વરી અરજ સુણી આવાર,
દુઃખ હરવાને માતજી થાઓ તમે તૈયાર.

આશા બહુ તારીરે, જગમાંહી ભારીરે, અરજ સ્વીકારીરે. મા. ત
અરજ આ છેલ્લીરે, આણંદની હેલીરે, કરો તમે વહેલીરે મા. ત.

શંકર, વિષ્ણુ, બ્રહ્મા, તથા સર્વે દેવો મંમાયાની સ્તુતિ કરી રહ્યા પછી તમામ એકત્ર થયા. અને બ્રહ્મા, વિષ્ણુ, અને શંકર એકદમ અતિ કોપાયમાન થઈ ગયા. અને મધુસુદન વિષ્નુ ભગવાનના મુખમાંથી એકદમ તેજનો બીબકાર નીકળ્યો. પછી શંકરના મુખમાંથી પછી બ્રહ્માના મુખમાંથી એ પ્રમાણે તમામ દેવોના મુખમાંથી તેજ નીકળ્યું. તે તમામ એકત્ર થઇને તેજતેજનો બીંબકાર થઈ ગયો. ત્રિલોકમાં અંધકાર થઇ ગયો. આ અતુલી તેજ કાત્યાયની આશ્રમમાં એકઠું થયું. તેની કાંન્તીથી શ્રીરૂપ આદ્યશકિત જગદંબા પ્રગટ થયાં.

## મરાઠી શાખી.

દુઃખ હરવા દેવોનું પ્રગટયાં મમાયા તે વારે,
હર્ષ ધરીને દેવ સકળ ત્યાં કરતા જય જયકાર.
બહુ હરખાયા, આણંદ ઉરમાં બહુ લાયા. બહુ હરખાયા,

જેના અઢાર હસ્ત છે, ત્રણ નેત્ર છે, અતુલી તેજોમય કાંન્તિ છે. દેવોના તમામ તેજથી સર્વ કાંન્તિમય શ્રી ભવાની પ્રગટ થએલાં જોઈ દેવોના આનંદનો પાર રહ્યો નહિ. પછી મંમાયાને બેસવા હિમાચળે સીહનું વાહન આપ્યું, શંકરે ત્રિશુળ આપ્યું, વિષ્નુભગવાને ચક્ર આપ્યું એ પ્રમાણે તમામ દેવોએ પોત પોતાનાં હથિયારો શ્રી જગદં-

જાને આપ્યાં. પછી બહુ આનંદથી તમામ દેવોએ મંમા-
યાની વિધિ પુર્વક પુજા કરવા માંડી.

ગાયન.

( ચાલો સાહેલી ભુવનેશ્વરીના સહુ મળીને દર્શન કરીએ એ રાગ. )

અતિ આનંદે ધરી ઉછરંગે ઇશ્વરીનું પુજન કરતા,
આનંદકારી મુરતી નીહાળી મગ્ન થઈને સહુ ફરતા.
દુઃખ સહુ ટળવા, સ્વર્ગને મળવા, નામ માજીનું સહુ સ્મરતા
પાય પખાળી, ચંદન ચડાવી, પુષ્પ હાર કંઠે ધરતા,
ધુપદિપક નૈવેદ ધરીને, આરતી સર્વે ઉચરતા.
અતિ આનંદે ધરી ઉછરંગે ઇશ્વરીનું પુજન કરતા.

મંમાયાની વિધવિધ ભાવે સર્વે દેવો પુજા કરી
આનંદ કરવા લાગ્યા, અને પછી મંમાયાને કહેવા લાગ્યાં.

ગાયન.

સર્વે દેવો— (એક સરસ વાત સમજાવુ રે સંતો હે પ્યારા)
તમે આદ્યભવાની પ્રગટ્યારે, દેવી દયાળી,
ખુશી થયા અમે સહુ દેવોરે તમને નિહાળી.
મહિષાસુર પુરોપાપી, રહ્યો ત્રિભુવનને સંતાપી,
મારી દુઃખને નાંખો કાપીરે દેવી દયાળી. ખુશી.
પાપી નવ સમજ્યો સીધું, અમ સાથે યુદ્ધ બહુ કીધું,
ઇદ્રાસનને લઇ લીધુરે, દેવી દયાળી. ખુશી.

કર્યા અમને માત રખડતા, પૃથ્વી માંહે સહુ ફરતા,
મુખ નામ તમારૂં સ્મરતારે, દેવી દયાળી. ખુશી.

દેવોની અગાધ સ્તુતિ સાંભળી જગદંબા ધીરજ આપી કહેવા લાગ્યાં.

ગાયન.

( મારી લાડકડીની લજ્યાને સભાળજોરે એ રાગ. )
થાઓ નિર્ભય દેવો દુઃખ પડીયુ તમને ઘણું રે,
પાપી દયા ધરી નહિ બતાવીયું દૈતોપણું રે. થાઓ.
થઈ પ્રબળ પાપીઓ ગાજી રહ્યા, અહકારધરી મન છાકીગયા
આજ યુદ્ધ કરીને દૈતોને પળમાં હણું રે. થાઓ.

શાખી.

મહિષાસુર બહુ મગન થઇ થયો ત્રિભુવન રાજ,
તેહ નીકંદન કાઢવા પ્રગટ થઇ હું આજ.
આજ જધ મચાવી રૂધીર પીયું તે તણું રે. થાઓ.

પછી મંમાયા દેવોને શાન્ત કરી બ્રહ્મા, વિષ્નુ, તથા શંકરને કહેવા લાગ્યાં.

ભાષણરૂપી છપા.

દુઃખ હરવા દેવો તણું બ્રહ્મા વિષ્નુ આવિયા,
શંકરને સાથે લઈ આનંદ મનમાં લાવીયા.
દેવ સકળ સાથે મળી સંભારી મુજને તમે,

અસુર નિકંદન કાઢવા પ્રગટ થઈ હું આ સમે.
ત્રિભુવનના તારણુ તમે સકળ વિશ્વનાનાથ,
યુદ્ધ કરવા હું જાઉંછું મહિષાસુરની સાથ.

છપા.

દેવોને નિર્ભય કરૂં ફીકર મન નવ લાવશો,
આણંદની સાથે તમે નીજ ધામે શીધાવશો.
લઉ ખપ્પરમાં પાપીઓ, હર્ષ ધરીને આજ,
પણ પાળું હું માયરૂં, કરૂં દેવનું કાજ.
પૃથ્વીપર દેવો રહો, ત્રિભુવનનું શુભ ચ્હાઉછું.
ક્રોધ ચડયો છે મુજને, ખોટી હુ બહુ થાઉછું.

બ્રહ્મા, વિષ્નું તથા શંકર, ઈશ્વરીને નમન કરીને સ્વધામમાં શીધાવ્યા.

સર્વદેવો—મંમાયાનો જય થાઓ જય થાઓ એવા શબ્દોનો પોકાર કરી રહ્યાં છે.

( મરાઠી સાખી. )

મંમાયા ત્યાં ક્રોધ કરીને કરી ગર્જના ઘોર,
સ્વર્ગ મૃત્યું પાતાળ ભુવનમાં વ્યાપી રહ્યા છે શોર.
અસુર સૌ ગભરાયા, મહિષાસુરની પાસે આવ્યા અસુર.

ઇશ્વરીના ભયાનક શબ્દથી, આખું આકાશ ભરાઇને વ્યાપ્ત થઈ ગયું. સમુદ્રો કંપી ઉઠયા. પર્વતો ફાલી ઉઠયા.

અને અસુરો ભયભીત થઈ સર્વે મહિષાસુરની પાસે આ-વ્યા. આ ભારે સ્મૃધીવાળો અસુરનો નાથ ભારે સૈન્ય તૈયાર કરી જે તરફ શબ્દ આવતો હતો તે તરફ દોડી મંમા-યાની સામે આવી હજારો અસુરો હથીયાર ઉગામી ઉભારહ્યા.

ઈશ્વરીની કાંન્તિ વડે ત્રિભુવન વ્યાપ્ત થઇ ગયુ છે. જેના પગ મુકવાથી પૃથ્વી નમી ગઈ છે. જેના મુગટ વડે આકાશ પ્રકાશીત થઇ રહ્યું છે, જેના ધનુષ્યના ટંકાર વડે ત્રિભુવન ખળભળી રહ્યું છે. જેના હસ્તમાં ધારણ કરે-લાં હથિયારો વડે દિશાઓ દીપી રહી છે. એવાં તે દેવીને મહિષાસુરે દીઠા.

મહિષાસુરની સેન્યાના નાયક ચામર તથા ચીક્ષુ દૈત્ય કરોડો અસુરની સેન્યા સહીત મંમાયાની સામે યુદ્ધ કર-વાને ઉભા. મોટો દૈત્ય ઉદગ્ર તથા મહાહનું લાખો યો-દ્ધાઓ તથા હજારો રથો લઈ યુદ્ધ કરવા ઉભા, મહા બળવાન દૈત્ય અસીલોમા તથા બાષ્કળ દૈત્ય દશલાખ યો-દ્ધાનું સૈન્ય લઈ મંમાયાની સામે યુદ્ધ કરવા ઉભા, હજારો હાથીઓ સહિત ઘોડા ઉપર બેસી દૈત્યો મંમાયાની સામે યુદ્ધ કરવા ઉભા છે એ પ્રમાણે આવા ભારે પરિવાર સાથે મહિષાસુર મંમાયાની સામે યુદ્ધ કરવા ઉભો છે તે પાપી જગદંબાને કહેવા લાગ્યો.

મહિષાસુર— ગાયન.

( બક બક કરતી રહે દુર મુરખ હિણુભાગી એ રાગ )

આવી અહીંતું કોણુ, પ્રગટ થઇ આજે
શું તોર, બતાવ્યું જોર, કર્યો બહુ સોર, ત્રિભુવન ગાજે
બહુ ગર્વ ધરી મન માંહે, દેવોની કરવા સહાયે,
દેવોની કરવા સહાયે, આવી ઉભીતું આંયે.
કેમ ઉભી જ ઘ મચાવી, યુદ્ધ કરવાને અહીં આવી,
કેમ વિચાર મન નવ લાવી, રણુમાં જઇશ નહિ ફાવી
ત્રિભુવનને વશ મેં કીધું, ઇંદ્રાસનને લઇ લીધું.
ઇંદ્રાસનને લઇ લીધું, દેવોને દુઃખ બહુ દીધું.
મહિષાસુર મારૂ નામ, નહિ જીતી શકે આ ઠામ,
નહિ જીતી શકે આ ઠામ, રાખુ હૈયે મોટી હામ.

પાપી મહિષાસુરના ગર્વ ભરેલા શબ્દો સાંભળી મંમાયા ક્રોધ યુક્ત થઇને બોલ્યાં.

મંમાયા— ગાયન.

( મહાદેવ કહે સુન પારવતી બીજીયા મત દેન ગુમારનકુ એ રાગ )

સીદ ગરજે છે મહિષાસુર નક્કી આવી બન્યું અહી તારૂંરે. સી.
કર્યા રખડતા દેવો પાપી, લાગ્યું ઇંદ્રાસન પ્યારૂંરે,
ભોગ લેવાને પ્રગટી ભવાની, આજે રાક્ષસ કુળ સંહારૂંરે. સી.
રણુમાંહે બહુ રીશ કરીને, દેવનું દુઃખ મન ધારૂંરે,
રૂધીર પીવાને પાપી તમારૂ, આજે શીષ ઉતારૂંરે. સી.

આજે નિકંદન કાઢું તમારૂ, ક્રોધે ભર્યું મન મારૂ રે,
પાપીને હણવા પાપ ગણું નહિ, કહેશે ન કોઈ નઠારૂં રે. સી.

મંમાયાનાં આવાં ગર્વિષ્ટ વચન સાંભળી મહિષાસુર પોતાના પ્રધાન ચામર તથા ચીક્ષુને હુકમ કરે છે. એ દેવીના શા ભાર છે. એની સાથે યુદ્ધ કરીને મારી પાસે પકડી લાવો.

મરાઠી શાખી.

કરી ગર્જના અસુર સર્વે, કુદી પડયા તે વારે,
બાણુની વૃષ્ટી પાપી કરતા, છુટા પથ્થર મારે.
યુદ્ધ સહુ કરતા, હિમ્મત મનમાં બહુધરતા. યુદ્ધ.

તમામ અસુર મંમાયા ઉપર તોમર, ભીડીપાલ, શક્તિ મુશળ., ખડગો, સાંગ, વીગેરે તમામ હથીઆરો ફેંકે છે.

મંમાયા પણ પોતાના શસ્ત્રવડે અસુરોના શસ્ત્રના કડકા કરી નાંખે છે, અને દૈતોના દેહને નાશ કરવા ઇશ્વરી હજારો હથીયારો મુકીને પાપીઓને મારે છે. દેવીનું વાહન સિંહ પણ પોતાની કેશવાળી ઉંચી કરી ક્રોધયુકત થઇને, જેમ વનમાં અગ્નિ પ્રલય કરવા ધશે તેમ દૈતોના સેન્યમા ફરે છે ને હજારો અસુરોનો નાશ કરે છે.

( મરાઠી સાખી. )

શ્વાસ મૂકયો યુદ્ધ કરતાં માજી, ક્ષણું ન લાગી વાર.
અસંખ્ય ગણ ત્યાં પ્રગટ થયા, જેના હાથમાં છે હથિયાર.

લડતા રીશ કરી, અસુર સાથે હર્ષ ધરી, લડતા રીશ કરી.

ઈશ્વરીના હજારો ગણો અસુરો સાથે યુદ્ધ કરી રહ્યા છે. રણ યુદ્ધમાં કેટલાક નોબતો, કેટલાક શંખ કેટલાક ઢોલ કેટલાક મૃદંગ, તથા કેટલાક સુરી વાજીંત્રો વગાડી રહ્યા છે. મંમાયા કેટલાકને ત્રિશુળથી, કેટલાકને ગદાથી કેટલાકને સાંગથી ને કેટલાકને પાસથી ખેંચીને મારેછે.. કેટલાક મુશળના પ્રહારથી, કેટલાક ખડગના પ્રહારથી ઘાયલ થઇ પૃથ્વી ઉપર પડયા છે. કેટલાકના હાથ કપાયા છે, કેટલાકના પગ કપાયા છે, કેટલાકનાં ધડથી મુસ્તક જુદાં થઇ ગયાં છે. આ પ્રમાણે દૈતોના સેન્યને દેવીએ નાશ કરી નાંખ્યું. દેવિના વાહન સિં ની કેશવાળી લોહીથી ધોવાઇ ગઈ છે. દેવીના ગણોએ આ પ્રમાણે મોટું યુદ્ધ કરીને દૈતોના સેન્યને નાશ કર્યું ત્યારે મંમાયા ખુશી થઇ આકાશમાથી ફુલનો વરસાદ વરસ્યો. હણાએલું સૈન્ય જોઇ મહિષાસુરનો સેન્યાપતિ ચીક્ષુ નામનો ક્રોધ કરીને અંબિકાના સામો યુદ્ધ કરવા આવ્યો.

ગાયન.

( ઓ વિપરીત બુદ્ધીની નારી, તેં અઘટીત વાત વિચારીરે. એ રાગ)

દોડયો ચીક્ષુ દહીત તે વારે, ગ્રહી હસ્તમાહે હથીયારે. દો.
કીધુ યુદ્ધ પાપી જોર, બહુ મચાવ્યો ત્યાં શોર. દોડયો.

શાખી.

વાહન મંમાયા તણું, સિંહ ઉભો છે જયાંય,
ક્રોધ કરીને મારીયું, ખડગ પાપી શિરમાંય. દોડયો.

શાખી.

મંમાયા ત્યાં દોડીયાં, ક્ષણું ન લાગી વાર
ખડગ પાપીનું વાગીયું, હસ્ત માહે નિરધાર,
ક્રોધે ભરાણાં મંમાય, પાપી નાઠો પળમાંય. દોડયો.

ઈશ્વરી પછી પોતાના વાહન સિંહના શિરપર હસ્ત ફેરવી જાગ્રત કર્યો પછી સિંહ અતિક્રોધે ભરાઇ હજારો રાક્ષસોનો નાશ કરવા માંડયો. પાપી ચીક્ષુનું ખડગ મંમાયાના ડાબા હાથપર અફળાયુ હતું પણ મંમાયાના કાંઇ હિસાબમાં નથી. પછી મંમાયા ક્રોધ યુક્ત થઈ ગયેલા છે. મમાયાના ઉપર દુષ્ટ ચીક્ષું ત્રિશુળ ફેકે છે.

ગાયન.

( વિચાર મેરી પ્યારી કર દીલમેં જરાસા વિચાર એ રાગ, )

ત્રિશુળ લઇ પાપી ચીક્ષુ મુકયું રણમાંય,
પ્રકાશ કરતુ, પુરૂ ઉછળતું, આવ્યું મંમાયા છે જયાય, ત્રિ.
માજી ન ચુકે, ત્રિશુળ મુકે, ભેગા થયાં બન્ને ત્યાંય. ત્રિ.
ત્રિશૂળ ભાગ્યું, ચીક્ષુને વાગ્યું; પાપીના કડકા સો થાય. ત્રિ.
મમાયાઆજી, થયાંછે રાજી, દૈતો સૌ પામ્યા છે ત્રાવ. ત્રિ..

આ પ્રમાણે મહિષાસુરનો મોટો સેન્યાપતિ ચીક્ષુ મરાયાથી, ચામર નામનો સેન્યાપતિ અંબિકાના સામો યુદ્ધ કરવા આવી ઉભો.

## ગાયન.

(સ્વામી માયરારે મારી અરજ લીયો ઉર ધારી એ રાગ. )

ચામર આવીયોરે યુદ્ધ કરવાને પુરો પાપી,
બેઠો ગજે ચડીરે મનમાં રીશ ઘણેરી વ્યાપી
સાંગ લઇને મ માયાપર મુકી પળમાં જ્યાહે,
ૐકાર શબ્દે આદ્ય ભવાની પાડી પૃથ્વીમાંહે. ચામર.
સિંહ કુદીને ચામર સામો ગજપર જઈને બેઠો,
બાથંબાથ યુદ્ધ કરીને પાપી પાડયો હેઠો. ચામર.
પ્રહાર કરીને સિંહ ઉછળીયો આકાશમાંહી જાયે
આવી પહોચ્યો જુદુ કીધું ધડથી મસ્તક ત્યાયે. ચામર.

મંમાયાના સિંહે મોટું પરાક્રમ કરીને ચામરને માર્યો જગદંબા સિંહની ઉપર બહુ ખુશી થઇને ધન્યવાદ આપ્યો. અસુરોના સેન્યમાં બહુ હાહાકાર વરતાયો. પછી ઉદગ્ર નામનો દૈત્ય માજીના સામો યુદ્ધ કરવા લશ્કર લઇને ઉભો.

## ગાયન.

( જ જાળી જીવડા જાગીને જોતું તપાસીરે એ રાગ, )

ઉદગ્ર આવ્યો યુધ્ધ કરવા રણ માંહે,
મંમાયા માર્યો ત્રિશૂળ ગ્રહી કર ત્યાંહે.
પાચ પ્રહારે કરાળ માર્યો ક્રોધ કરીને માજી.
ગદા ગ્રહીને ઉધ્ધત માર્યો, જગદંબા ત્યાં ગાજીરે. ઉ.

બાષ્કળ માર્યો ક્રોધ કરીને, તામ્ર અંધક સંહાર્યા,
ખડગગ્રહીને મહાહનુંને બિડાલ હૈતો માર્યારે. ઉદગ્ર.
દુરમુખને દુરધરને માર્યા, મંમાયાએ ત્યાંહે.
અસુર સર્વે ત્રાસ પામીને રણમાં નાઠા જાયેરે. ઉદગ્ર.

મહિષાસુરના તમામ સેન્યાધિપતિ મરાયાથી સૈન્યનુ ભગાણુ પડયું. બાકી રહેલું સૈન્ય નાશી મહિષાસુરની પાસે આવ્યુ. સેન્યનો નાશ થએલો જોઈ મહિષાસુર પછી બહુ ક્રોપાયમાન થઈ તરત પાડાનુ રૂપ ધરીને દેવીના ગણોનો સંહાર કરતો યુધ્ધમાં આવ્યો.

ગાયન.

( મુજ ભક્ત સાચો તું જગમાં નામ અમર તુજ થાશે એ રાગ )
આવ્યો મહિષાસુર યુધ્ધ કરવા, ધરી મહિષરૂપ પળમાયે,
ધરણી ધ્રુજાવે પુરો પાપી. રીશ કરી મન ત્યાંયે.
પરવતનાં શિખર પાડયાં, સાગરનાં નીર ઉછાળ્યાં,
પૃથ્વીપર પાણી ફરીયું, એવું જોર પાપીએ કરીયું.
મહાબળીયાનાં વખાણ પુરાં મુજ મુખથી નવ થાયે. આવ્યો.
દેવીના ગણને ત્રાડે, મારી પુછને ભોય પછાડે,
બહુ જંગ મચ્યો તે વારે, પાપી વિચાર મન નવ ધારે,
મંમાયાના સિંહની ઉપર ક્રોધ કરીને ધાયે. આવ્યો.

પાપી મહિષાસુર દેવીના ગણોનો નાશ કરતો, મંમાયાના સિંહની ઉપર ક્રોધ કરીને મારવા આવ્યો. તેના

સીંગડાં કંપાવાથી મેઘના કકડા થઈ પૃથ્વી ઉપર પડયા. પાપીના પગની ખરીયોના જોરથી પૃથ્વી ધ્રુજવા લાગી. સાગરનું પાણી ઉછળી પૃથ્વી ઉપર આવવા લાગ્યું. પર્વતો ફાટવા લાગ્યા. એ પ્રમાણે ક્રોધે ભરાએલો પાપી મહિષાસુર મંમાયે જોયો. પછી દેવીએ તેના ઉપર પાસ (ફાંસો) નાંખીને તેને બાંધ્યો.

ગીતી.

પાસ નાંખીને બાંધ્યો, મહિષાસુરને મંમાયા ત્યાંહે,
મહિષનું રૂપ તજીને, સિંહ થયો તે પાપી પળમાંહે.

પાપી મહિષાસુર એકદમ પાડાનું રૂપ તજીને સિંહ થયો. તેનું માથું દેવીએ કાપવા માંડયું કે તરત ઢાલ, તરવાર, સહિત પુરૂષ દેખાયો. તે પુરૂષનાં માતાજીએ ઢાલ, તરવાર, કાપી નાંખી મારવા માંડયો ત્યારે પાપી એકદમ હાથી થઇને ઉભો.

( મરાઠી સાખી. )

ગજ થઈ પાપી સુંઢ વધારી, સિંહને મારવા જાયે
સુંઢ કાપી મંમાયા તેની, મહિષ તરત તે થાયે,
ક્રોધ મન ધરતો, માજીના ગણને બહુ નડતો. ક્રોધ.

પાપી પ્રથમની પેઠે પાછું મહિષનું રૂપ ધરીને જગતને હલાવતો દેવીના ગણોનો નાશ કરવા લાગ્યો.ત્યારે મંમાયા વારે વારે મધુપાન કરી રાતી આંખો થયેલાં હસવા લાગ્યાં.



મહિષ મર્દિની જગદમ્બા મહિષાસુરનો વધ કરે છે

પાપી મહિષાસુર બળ તથા પરાક્રમ કરી શીંગડાં વડે પર્વતો ઉચકીને મંમાયાપર ફેંકી ગર્જના કરવા લાગ્યો. મંમાયા તે પર્વતોને ભાગીને ચકચુર કરી નાંખે છે. પછી પાપી મહિષાસુરને જગદંબા કહેવા લાગ્યાં.

ગાયન કવાલી.

( સદા જે કરે ગુરૂ સેવા, વસે વૈકુંઠમાં તેવા એ રાગ, )

મહિષાસુર લે ધારી, આવી છેલ્લી ઘડી તારી.
પલકમાં પાપી પલટાતો, માયાવી થઇ મદેમાતો,
ખરે એ મોતની બારી, આવી છેલ્લી ઘડી તારી.
દેવોને દુ:ખ તેં દીધું, ઇંદ્રાસનને લઈ લીધું,
અધરમી હે અસુરારી, આવી છેલ્લી ઘડી તારી.
દયા નહિ દિલમાં ધારૂં, રૂધીર પીવા અહીં તારૂ,
તુને નાંખું હવે મારી, આવી છેલ્લી ઘડી તારી,

પછી ઈશ્વરી જગદંબાએ ક્રોધ યુકત થઇ પાપી મહિષાસુરને પાસ ( ફાંસો ) નાંખી પૃથ્વી ઉપર પછાડયો.

ગાયન.

( મુજને ભીખ માગતી તેંજ કરી એ રાગ, )

કરી ચ ડીકે માત કૃપાય તહીં, પાડયો મહિષને ધરણીનીમહી.કરી
મુસ્તક કાપ્યું મહિષનું માએ, બહાર નીકળીયો પાપી નહી. કરી.
પેટ ચીરી મહિષાસુર કાઢયો, કાપ્યું મુસ્તક તલવાર ગ્રહી. કરી.
દેવ સકળ ત્યાં આવ્યા દોડી, પુષ્પ વૃષ્ટી બહુ થઇ રહી. કરી.

પાપી મહિષાસુરના મરાયાથી તમામ અસુરો ભય-

ભિત થઈ પાતાળમાં નાશી ગયા દેવલોકો જગદંબાના ઉપર પુષ્પની વૃષ્ટી કરી રહ્યા છે. ઈશ્વરીનો ક્રોધ સમાવાને તેત્રિશ કોટી દેવો, અઠાશીહજાર ઋષિયો, બ્રહ્મા, વિષ્નુ તથા શંકરને લઇને જગદંબાની પાસે આવ્યા.

સર્વે— ગાયન.

(હરજી કરજો મ્હેરરે અંહી રહ્યું અધુરૂં પ્રભુ થયુ ન પૂરૂં એ રાગ)

મંમાયા કરજો મ્હેરરે દયા દિલમાં લાવો ક્રોધ માજી સમાવો. મં
પાપી અધર્મી મહિષાસુરને, આજે માર્યો તમે ઠેરરે. દયા.
ત્રિભુવન સુખી કોઇન દુઃખી, ગયો પાપીનો ઝેરરે. દયા.
આનંદ આનંદ ત્રિભુવન માંહી, થઇ રહી લીલા લ્હેરરે. દયા.
શિવશંકર મા દાશ તીહારો, ભક્તિ આપો ભલી પેરરે દયા.

સર્વે સ્તુતી કરી રહ્યા પણ જગદબાનો ક્રોધ સમાતો નથી પછી સર્વે ફરી ઈશ્વરીની સ્તુતી કરવા માંડી.

ગાયન.

( સુંદીર શામળીયા નામ જપીશ નીત્ય તારૂં એ રાગ )

અબે દીન દયાળ, આનંદી છબી તારી,
નમીએ પ્રીતધરી તમને માત નીહાળી. અબે.
દુ ખ હરવા ત્રિભુવનનું માજી, પ્રગટ થયાં મંમાયાગાજી.
કોટી સુરજ પણ જાયે લાજી, રણમાં રોળી નાંખ્યા પાજી.
સ્વરૂપ તણી બલીહારી, અબે દીન દયાળઆનંદી છબી તારી
ચામર ચીક્ષુ પાપી માર્યા, માહષાસુર સરખા સંહાર્યા,
નિર્ભય કરીને દેવો તાર્યા, આજ અમારાં કાર્ય સુધાર્યા.

જંગ મચાવો ભારી, અંબે દીન દયાળ આનંદી છબી તારી.
કલ્યાણી હવે ક્રોધ સમાવો, હદ થઇ ગઇછે દયા દીલ લાવો
કરગરીએ મા શાન્તજ થાઓ, ત્રિભુવનના માતાજી કહાવો.
જય અંબે બળદારી, અંબે દીન દયાળ આનંદી છબી તારી.

દેવોની અઘાત સ્તુતિ સાંભળી જગદંબા ક્રોધ સમાવી સાંન્ત થયાં પછી બ્રહ્મા, વિષ્નુ તથા મહેશ્વર અને તમામ દેવતાઓ મંમાયાની વિધિપૂર્વક પુજા કરી આનંદ કરવા લાગ્યા, અપ્છરાઓ નાચ કરી રહી છે, ગાંધર્વ ગાન કરી રહ્યા છે. આ પ્રમાણે ઈશ્વરીના આગળ મહોત્સવ થઈ રહ્યો છે. પાપી મહિષાસુર મરાયાથી જયજયકાર થઇ રહ્યો છે. પછી જગદંબા પ્રસન્ન થઈ તમામ દેવોને કહેવા લાગ્યાં, હે દેવો તમારા ઉપર હું પ્રસન્ન થઈછુ. તમે મારી પાસેથી કાંઇ વરદાન માગો.

માતાજી— ગાયન.

( નમન કરૂં આ વાર માતું મારી નમન કરૂં આવાર એ રાગ )
માગો તમે વરદાન દેવો સહુ માગો તમે વરદાન.
સ્વર્ગમાં જાઓ, સુખીયાથાઓ, આપું વૈભવ સંતાન. દેવો.
પાપી હણાયા, ગર્વે તણાયા, ઉતરી ગયું અભિમાન દેવો.
નીરભય થઇને, વરદાન લઈને, સુખે ભજો ભગવાન. દેવો.

દેવો—હે મંમાયા અમારૂં સર્વસ્વ અમને આપની કૃપાથી મળ્યું છે. હવે તમે કાંઇ ન્યુનતા રાખી નથી. જો

આપ અમારા ઉપર પુર્ણ ખુશી થયાં હોતો અમે માગીએ તે આપો.

મરાઠી સાખી.

દેવો—દુષ્ટ નડે દેવોને જ્યારે, સંકટ આવી કાપો,
અમૃત દષ્ટી માત કરીને વરદાન એવું આપો.
બહુ ભાવ ધરી, નમીએ તમને પ્રીતકરી. બહુભાવધરી.
જગદંબા—દેવો તમે નીર્ભય થઇને સ્વર્ગમાં જાઓ

હું તમારા વરદાનથી બંધાએલી છુ. જ્યારે તમને દુઃખ પડે ત્યારે હિમાલયમા આવી મારી સ્તુતી કરશો. એટલે હું ત્યાં તરત પ્રગટ થઇશ.

પછી સર્વે દેવો વરદાન પામી, સ્વર્ગમા જાય છે અને બ્રહ્મા વિષ્નુ ને શંકર સર્વે જગદંબાને ચર્ણ નમીં પોતપોતાના ધામમા જાય છે.

ગાયન.

૧ " કૃષ્ણ વળાવી કુંવરને તેડી મહેતે જોડી વહેલરે એ રાગ "

વરદાન આપી દેવ સકળને, આનંદ ઉર નવ માયરે,
જગત જનુંની આધ ભવાની અંતર ધ્યાનજ થાયરે.
ચરિત્ર ગાયું મમાયાનું મહિષાસુર આખ્યાનરે,
સાભળે જે જન ભાવ કરીને પામે સુખ સંતાનરે.
અવદીચ જ્ઞાતિ શિવશંકર અડકે ત્રિવેદી કહાવુંરે;
કડી ગામનોછું નિવશી ગુણ માજીના ગાવુંરે.
ભુલચુક સહુ માફ કરીને, અંતરના પટ ખોલોરે,
નિર્મળ મન રાખોને સુખથી, અંબે અંબે બોલોરે.



# ભગવતિ ને ભંડાસુર આખ્યાન.

## સ્તુતી.

(મેલ્ય મિથ્યા અભિમાન મનવા મેલ્ય મિથ્યા અભિમાન એ રાગ)

સહાય કરો મંમાય, દયાળુ દેવી સહાય કરો મંમાય.
મ્હેર કરો મુજપર જગદંબા, કાર્ય સફળ મુજ થાય. દયાળુ.
સરસ્વતિમાજી થઇ બહુરાજી, વસજો મુજ જીભ્યાય. દયા.
આખ્યાન ભગવતિ ભંડાસુરનું, ગાવા ઘરૂં ઇચ્છાય. દયા.
ઇશ્વરી સ્વેના નામ છે જેનુ, ધનુષ્ય ધારી જે કહેવાય. દયા.
ભડાસુર પાપી જે બળીયો, રોળ્યો તેને રણમાંય. દયા.
દુ:ખ સહુ ટાળી હદ બહુ વાળી, પ્રગટયાં નરોડું જયાંય. દયા.
ગાંડો ઘેલો મા દાસ તીહારો, શિવશંકર ગુણ ગાય, દયાળુ.

### સાખી મરાઠી.

બ્રહ્મ સદનમાં બ્રહ્મા બેઠા, ભાવ ધરી મન માંહે,
બ્રહ્મ પુરાણુજ કહેતા પોતે, શ્રવણ કરે ઋષિ ત્હાંહે.
બોલ્યા હર્ષ ધરી, ઋષિ સહુપર કૃપા કરી. બોલ્યા હર્ષ ધરી.

એક વખતે બ્રહ્માજી બ્રહ્મ લોકમાં તમામ ઋષિયોને

બ્રહ્મપુરાણ સંભળાવે છે. તેવામાં ભગવતિ મહાત્મના દિવસો આવ્યા. ત્યારે

બ્રહ્માજી—હે ઋષિયો તમને ભગવતિ સ્વેતા જે ધનુષ્ય ધારીના નામથી ઓળખાય છે તે દેવીનુ મહાત્મ મોટું છે. તે દેવીનું વ્રત કરવાથી મન વાન્છીત ફળ પ્રાપ્ત થાયછે

બ્રહ્મા— ગાયન.

( હું મસ્તાન પ્રેમની મને કોઇ ન છેડોરે એ રાગ. )

ધનુષ્યધારીનું મુનિ સહુ ધ્યાનતો ધરો,
ધ્યાનતો ધરો કે જેનો પડછો છે ખરો. ધનુષ્ય.
બ્રહ્મા, વિષ્નુ, શેવે જેને હે મુનિશ્વરો,
મહાત્મ આવ્યુ માતનું તમે વ્રત આચરો. ધનુષ્ય

સાખી

દેવ સહુને ઉગારીયા, ધનુષ્ય ગ્રહીને હાથ
ભડાસુરને મારીયો, યુદ્ધ કરી તે સાથ.
દુ:ખ કાપ્યુ દેવીએ આપી પુરો આશરો,
નામ લેતા વિઘ્ન જાયે આનંદ સહુ કરો. ધન્યુષ્ય.

મમાયાનું આવુ ચમત્કારી વર્ણન સાભળી તમામ ઋષિયો નારદને કહેવા લાગ્યા.

ઋષિયો—હે મહા મુનિ નારદજી આપ પિતાશ્રીને આગ્રહ પૂર્વક કહો કે, ધનુષ્યધારી મમાયાનુ આખ્યાન આપણને કૃપા લાવી સભળાવે

નારદજી—ઋષિયો શાન્ત થાઓ હું પિતાશ્રીને વિ-
નતિ કરીને કહુછુ.

નારદજી-  ગાયન.

( સેવકની અરજી સુણીને વિરા વગર વિલંબે આવો એ રાગ )

પિતા હમારા પુર્ણ કૃપાળુ, આજ દયા દિલ લાવો.
ધનુષ્ય ધારીનું આખ્યાન, સૌ ઋષિને સંભળાવો.
કોણ ધામમાં પ્રગટયા માજી, સૃષ્ટી સકળમાં રહ્યાંછે ગાજી,
કયું સ્વરૂપ દરસાવો.  પિતા હમારા.
ધરે ધનુષ્ય સહુ મમાયાઓ વાત ખરી હું કહુ છું.
પણ નામ ધનુષ્યધારીનું પડીયું, વિસ્મય હું બહુ થઉં છું.
આગ્રહ ઋષિનો મુજને ભારી, અરજ સેવકની ઉરમાં ધારી.
પ્રસન દયાળુ થાઓ.  પિતા હમારા.

બ્રહ્મા—હે વત્સ તારા તથા તમામ ઋષિયોના આ
ગ્રહથી હુ તમને ધનુષ્યધારી દેવીનું પવિત્ર આખ્યાન
સભળાવું તે એક ચિત્તે શ્રવણ કરો.

બ્રહ્મા-  ગાયન

( પ્રેમદાછે પ્રીતી ભાજન જન મજન ભીડ ભંજન એ રાગ. )
ત્રિપુરે નગરની માયે, વસે આદ્ય ભવાની ત્યાંયે,
કાત્યાયની માત કહેવાયે, જશ ત્રિભુવનમાંહી ગવાયે.
એ ભોળી ભવાનિ દેવી, જેને શિવ સનકાદિક સેવી,

જેની જુક્તિ જોયા જેવી, કળા કહી શકાય નહિ કેવી,
દરસન કરવાથી પાપ પ્રલય થાયે. ત્રિપુરે.
જેના રૂપતણી બલિહારી, જાય કોટી શશિ પણ હારી,
એવા દીશે આણંદકારી, મે જોયાં નજરે ધારી,
જેણે દુષ્ટ હણ્યા કરી દેવતણી સ્હાયે. ત્રિપુરે.
જેને અષ્ટ ભુજા દેખાયે, ધર્યા આયુદ્ધ કરની માંયે,
એવાં દુ ખ ભંજન મંમાયે, સૌ દરસન કરવા જાયે,
પડે દુઃખ શેવકને મા પળમાં ધાએ. ત્રિપુરે.

ત્રિપુરે નગરમા મહામાયા કાત્યાયનીનો જયા વાસ છે ત્યાં હજારો ઋષિયો વસે છે. તે આધભવાની જગદંબાનો અવતાર છે. જેને દેવોની સહાય કરી હજારો અસુરોનો નાશ કરેલો છે. જેને સિંહનું વાહન છે એવાં મંમાયાએ પોતાના સ્વરૂપમાંથી ત્રણ સ્વરૂપ પ્રગટ કર્યા તે કયા સ્વરૂપ તે કહુ તે શ્રવણ કરો.

" મરાઠી સાખી "

ત્રણ સ્વરૂપ પ્રગટયા મંમાયા ભાવ ધરી મનમાયે,
નામ ધર્યા જેના શ્વેતા, રક્તા અને પિતા કહેવાયે,
જેના જશ બહુ, મુનિજન મુખથી ગાતા સહુ. જેના જશબહુ

મંમાયાએ પોતાના સ્વરૂપમાંથી ત્રણ સ્વરૂપ પ્રગટ કર્યા તે દેવિઓનાં નામ. શ્વેતા, રક્તા, અને પિતામ્બરા

ધર્યા. એ દેવિઓએ દેવોનાં ઘણાં કામ કરેલાં છે. પછી તે દેવીઓ પોતપોતાને પસન પડે તેવા ધામમાં જઇને રહેલાં છે, તે કયા કયાં ધામ તે શ્રવણ કરો.

બ્રહ્મા– ગાયન.

( આખી આલમને ઠગનારી જાણો નીચ જાતી નારી એ રાગ.)

શ્વેતા શ્વેત ગિરીપર જાયે, જેને આનંદ ઉર નવમાયે,
જેને આનંદ ઉર નવમાયે, વશીયાં દેવિ દયાળી ત્યાયે. શ્વે.
રક્તા ચાલ્યાં, મનમા મ્હાલ્યારે,
ગંધમાધ પર્વત જઇ બેઠા, ભોળી ભવાનિ માયે. શ્વે.
મેરૂ શીખરે, આનંદ કરેરે,
પિતામ્બરા વશીયાં ત્યાં પ્રીતે જશ મુનિવર સહુ ગાવે. શ્વે.

આ પ્રમાણે ઇશ્વરીઓ ત્રણે ત્રણ ધામમાં જઇને સ્થાનક કરી રહેલા છે. આ ભવાનીઓના ધામમાં હજારો ઋષિઓ આશ્રમ કરી રહેલા છે. ને મંમાયાની શેવા કરીને આનંદ કરે છે. ઇશ્વરીઓના ચરિત્ર કહેતાં પાર આવે તેમ નથી. જેના અતુલી બળ આગળ કોઈ ફાવી શકે તેમ નથી જેની માયાનો બ્રહ્મા, વિષ્નુ નથા શંકર સરખા પણ પાર પામી શકયા નથી. એવા ભગવતિયોમાંથી જે ઇશ્વરી શ્વેતા જે શ્વેતગિરી ઉપર બીરાજમાન થએલાં છે. તે ત્રિભુવનમાં પ્રાક્રમ કરી ધનુંષ્યધારીના નામથી ઓળખાયાં છે. તેનું આખ્યાન કહું તે શ્રવણ કરો.

દેવને દાનવો વચ્ચે આદ્ય અનાદીથી વ્હેર ચાલ્યું આવે છે. પાપી અસુરો વારે વારે તપશ્ચર્યા કરી વરદાન મેળવી પ્રબળ થઇને ત્રિભુવનને જીતી દેવોને દુઃખ આપે છે. ત્યારે શાક્ષાત જગદંબા આદ્યભવાની પ્રગટ થઇને પાપીઓનો વધ કરે છે. પૂર્વે પાતાળમા મ્હાબળીયો માયાવી દૈત્ય પ્રગટ થયો તે કોણ અને તેને શું પ્રાક્રમ કર્યું તે શ્રવણ કરો.

બ્રહ્મા— ગાયન.

( એક સરસ વાત સમજાવુરે સંતો હે પ્યાગ )

પાતાળની માંહી પ્રગટયોરે પાપી એક પુરો,
જેનુ ભડાસુર છે નામરે, માયાવી શુરો.
જેણે જંઘ મચાવી ભારે, લીધુ પાતાળ લાગી ન વારે,
જેના બળ આગળ સહુ હારેરે. પાપી એક પુરો.
પાતાળને પાપી લીધું, અવની જીતવા મન કીધુ,
એ કાઇ ન સમજયો શિધુરે. પાપી એક પુરો.
પછી સેન્ય લઇ સંચરતો, આવી અવનીપર ઠરતો,
બહુ યુદ્ધ પાપી આદરતોરે. પાપી એક પુરો.

મહા જુલ્મી ભડાસુર પાતાળને કબજે કરીને પૃથ્વી ઉપર તમામ સેન્યને લઇને યુદ્ધ મચાવી ત્રાસ કરે છે.

( મરાઠી સાખી. )

ઉત્તર દક્ષિણ પાશ્ચમ જીતી, પૂર્વે વગાડી હાક,

પાપીએ પુરો ત્રાસ કરીને પૃથ્વી ચડાવી ચાક.
જેનું બળ ભારી, મહારાજા ગયા સૌ હારી. જેનુ.

આ પાપી તમામ પૃથ્વીનુ રાજ્ય જીતી પોતાની આણુ ફેરવી વિજયનો વાવટો ફરકાવી, સ્વર્ગ જીતવા જવાની તૈયારી કરવા લાગ્યો. આ માયાવી અસંખ્ય લશ્કર લઈને દિશાઓ દીપાવતો મહા ગર્જના કરતો દાવાનળ સરખો સ્વર્ગ ભણી લશ્કર લઇને સ્વર્ગ જીતવા ચાલ્યો.

ગાયન.

( ખબર નહિ આ જુગમે પલકી એ રાગ. )

ભંડાસુર લશ્કર લઇ જાયે ( ૨ )
ગર્વ ધરીને આવી પહોચ્યો સ્વર્ગપુરી ત્યાયે.
પ્રબળ થઇ પાપી બહુ ત્યાહે ( ૨ )
કરી ગરજના દેવ કકળીયા સ્વર્ગપુરી માંહે.
પાપી સહુ રક્ષકને મારે ( ૨ )
આવ્યા દોડતા ઇદ્રની પાસે ભય મનમા ધારે.
પાપીના ભયથી સૌ ધ્રુજે ( ૨ )
ઇદ્રની આગળ આવી ઉભા કાંઈ નહિ સુજે.

સ્વર્ગપુરીમાં સુરપતિ ઇદ્ર તેત્રિશકોટી દેવોની સભા ભરી બેઠો છે. ત્યા ઇદ્રની આગળ પાપી ભંડાસુરથી ત્રાશ પામીને આવેલા ભયથી ધ્રુજતા રક્ષકો ઇંદ્ર સામે આવી ઉભા રહ્યા.

ઇંદ્ર—હે રક્ષકો તમે શાન્ત થાઓ. ગભરાશો નહિ એવો પાપી કોણ આવ્યો છે કે તમને મારીને કહાડયા તે મને સત્વર કહો.

રક્ષકો— ગાયન.

આશા ગોડી.

પાપી અસુર કોઇ આવ્યો સ્વર્ગ માંહી પાપી અસુર કોઇ આવ્યો
અગણિત દાવાનળના સરખી, ભયંકર સેન્યા લાવ્યો. સ્વ.
ભંડાસુરનો જય સહુ બોલે, એવો શબ્દ સંભળાયો. સ્વ
પકડી અમને માર્યા અસુરે, જુલ્મી એ પુરો જણાયો સ્વ.
કરગરી છુટયા પાપી કનેથી, એવો કેર વરતાયો. સ્વ.

ઇંદ્રે રક્ષકોને શાંત કર્યા પછી ગુરૂ બ્રહસ્પતિને કહેવા લાગ્યો.

ઇંદ્ર—ગુરૂબ્રહસ્પતિ આ પાપી અસુરો આપણને ત્રાસ આપી વારંવાર સતાવે છે. હવે શું કરવુ, આવા જુલ્મી માયાવી અસુરો કેટલા હશે. મને ધીરજ રહેતી નથી.

બ્રહસ્પતિ—ઇંદ્ર ગભરાશો નહિ. એ પાપીના શા ભાર છે એને આપણે યુદ્ધ કરીને હરાવીશું, એમ એ પાપીઓથી ડરી જઇને કાંઇ વારવાર સ્વર્ગ મુકી નાશી જવાય નહિ માટે હિમ્મત રાખી લડવા જવાની તૈયારીકરો.

ઇંદ્ર— ( ગીતિ )

તેત્રિશકોટી દેવો સત્વર ચાલો યુદ્ધ કરવા ભાઇ,
જય મચાવો પુરો આજે પાપી રોળો રણમાંઇ.

પછી તેત્રિશકોટી દેવોની સેન્યા લશ્કર સહીત તૈયાર કરી ઇંદ્ર ઐરાવતપર બેશી પાપી ભડાસુરની સાથે યુદ્ધ કરવા જાય છે.

કટાવ

(શામળશા વરઘોડે ચડીયા, દેવ દુંદભી ગગને ગરગડીયા એ રાગ.)

તેત્રિશકોટી દેવની મોટી, સેન્યા લઇને ઇદ્ર સંચરીયો, ક્રોધ પુરો મનમાહી ધરીયો, ભંડાસુરપર રીસે ભરીયો. અરાવતપર ઈંદ્ર બીરાજે, દુંદુભી દેવતણા બહુ ગાજે, અતિ અવાજે, સેન્ય સકળ આવ્યું છે જયાંહી, ભડાસુર ઉભોછે ત્યાંહી. કરી ગર્જના પાપી ભારે, ત્રિભુવન સહુ ચમકયુંછે ત્યારે, પાપી મનમાં હિમ્મત ધારે, યુદ્ધ કરવાને થઇ તેયારે, ઈદ્ર સામો આવ્યો તે વારે, કહે ઈદ્રને દુષ્ટ હરામી, સ્વર્ગતણો તું આવ્યો સ્વામિ, ઇદ્રાસનની પદવી પામી, દેવ સકળ રહે તુજને નામી, ભોગ ભોગવે છે તું કામી ઈદ્ર કહેછે અરે પાપીયા કયાંથી આવ્યો, પાતાળ પૃથ્વીમા તુ ફાવ્યો, કેર પુરો ત્યાતો વરતાવ્યો, વિચાર મનમા કાઇ ન લાવ્યો. પાપી મનમા લેજે ધારી, તુજ સરખા બહુ નાખ્યા મારી, ઘણા અસુરો ચાલ્યા હારી, પાછો જાવે મન વિચારી, નહિતો થાશે આજ ખુવારી. તવ ભડાસુર કોપ્યો પાપી, રીશ ઘણી મન માંહી વ્યાપી, હિમ્મત મનમાં પુરી સ્થાપી, સેન્ય સકળને આજ્ઞા આપી, આજ

દેવને નાંખો કાપી. હુકમ થતામાં દેવ અને દાનવ લડે છે, એક એકને સુર ચડે છે, જખમ થઈ કોઇ નીચે પડે છે, કઇ સુરાનાં શીષ રખડે છે. બાણુની વૃષ્ટી દેવો કરતા, હિમ્મત ધરતા, દૈતોને બહુ ઘાયલ કરતા. પણ દૈતો બહુ હિમ્મત ધારે, દેવ સકળને પથ્થર મારે, શીષ ફુટે છે બહુ તે વારે. લોહી તણી નીકળે ત્યા ધારે, જય ઘ ગચ્યો છે બહુ તે વારે. તવ ભંડાસુર રીશે ભરીયો, ઇદ્ર સમીપે ત્યા સંચરીયો, ઐરાવતને ઘાયલ કરીઓ, ઇદ્ર તરત ત્યા નીચે ઢળીયો, હિમ્મત ધારી ઉભો બળીયો. ગદા ગ્રહીને તરતજ હાથે, યુદ્ધ કરે ભંડાસુર સાથે, આવી ગયા ત્યા બાથબાથે, સ્વર્ગતણો અકળાયો નાથે. સાંગ લઈને તરતજ મારે, તવ ભંડાસુર હિમ્મત ધારે, મહા બળીયે પકડી તે વારે, કરી ચુર્ણ નવ લાગી વારે, પડી નીશા નવ લાગી વારે, યુદ્ધ બંધ થયુ તે વારે.

જયારે યુદ્ધ બંધ થયુ ત્યારે યુદ્ધમા ઘાયલ થએલા તમામ દેવતાઓ ઈદ્રની પાસે આવી કહેવા લાગ્યા.

દેવતાઓ—હે સ્વર્ગાધિશ ઈદ્ર ભલે સ્વર્ગ જવાનું હોય તો જાય, પણ અમારાથી હવે માર ખવાતો નથી. અમે તો હવે ગભરાયા છીયે.

ઇદ્ર—દેવો તમે શાત થાઓ આપણે સર્વત્ર મળી વિચાર કરીએ છાએ.

ઇદ્ર—ગુરૂબ્રહસ્પતિ આપણે હવે શુ કરવું. આ પાપીનો ત્રાશ મારાથી સહન થઇ શકતો નથી તો, આ દેવો ગભરાય તેમાં શી નવાઈ માટે આપ કહો તેમ કરીએ.

ગુરૂબ્રહસ્પતિ—ભાઇ ઇદ્ર મને પણ એમજ નક્કી થાય છે કે આ પાપીના આગળ આપણે ફાવી શકવાના નથી માટે આપણે હવે સહપરીવાર સાથે પૃથ્વી ઉપર ચાલો. ત્યા ગયા પછી થઈ પડશે. રાત્રીના વિષે તમામ દેવો પૃથ્વી ઉપર જવાની તૈયારી કરે છે.

મરાઠી શાખી.

ભયથી નાશી દેવો ચાલ્યા મન ગમતા રૂપ ધારી
અવની ઉપર આવી પહોચ્યા દિલગીરી મનમા ભારી.
વિચાર સહુ કરતા, હિમ્મત મનમા ત્યાં ધરતા વિચા.

રાત્રીના વિષે દેવો નાશી પૃથ્વી ઉપર જતા રહ્યા. પછી પ્રાતઃકાળના સમયમાં તમામ યોદ્ધાઓ તૈયાર કરી ભંડાસુર નિશાન ડંકા વગડાવતો, દેવોની સામે યુદ્ધ કરવા આવી ઉભો. પણ દેવોને દીઠા નહિ, ને દેવોના હાથી ઘોડા રથ સુખપાલ અને વાજીંત્રો પડેલા જોયાં. ત્યારે ભંડાસુરે જાણ્યું કે મારા ત્રાસથી દેવો નાશી ગયા. હવે કોઇ જાતની હરકત નથી. બેડો પાર થયો. મારા ભાગ્યનો ઉદય થયો. એમ વિચારી પાપી હરખાતો પોતાના પ્રધાનોને હુકમ કર્યો કે આ દેવોની સ્હાયબી આપણા સ્વાધીન

કરી દ્યો ને આજે આનંદની સાથે સ્વર્ગપુરીમાં જવાની તૈયારી કરો.

પછી પાપી ભંડાસુર તમામ સૈન્યને લઇ સ્વર્ગપુરીમાં પ્રવેશ કરે છે.

ગાયન.

(જુઠા બોલારે સાવરીયા અહીથી જાઓ જાઓ જાઓ એ રાગ)

ભડાસુર પાપી મન માહી પુરો મલકાય છે રે. ભંડાસુર.
સૈન્ય લઇને પાપી જાયે, અસુરને મન હરખ ન માયે,
સ્વર્ગતણી શોભા જોઇને ચિત્ત ચહાય છે રે. ભંડાસુર.
ચોક મણિમય દીસે કેવા, આનંદ બહુ ઉપજાવે એવા,
સુવર્ણ મંદીરો જોતા છકજ થઇ જાયછે રે. ભંડાસુર.
નગ્ર ફરીને આવ્યો જયાંયે, ઇદ્રાસન શોભે છે ત્યાંયે,
ભંડાસુર ઇદ્રાસનપર ઝટ જાય છે રે. ભંડાસુર.
ઇદ્રાસનપર બેઠો પાપી, હિમ્મત મનમા પુરી સ્થાપી,
અસુર સહુ ભડાસુરના ગુણ ગાય છે રે. ભંડાસુર

ઇદ્રાસનપર પાપી ભંડાસુર બેઠો અને અસુરો ભડાસુરની જયનો પોકાર કરી રહ્યા છે. દેવોના પવિત્ર ધામમા પાપીઓ આનંદ કરવા લાગ્યા. પાપી ભડાસુર ત્રિલોકમા પોતાની આણ વરતાવી રહ્યો છે. હવન હોમનો અસુરો ભંગ કરે છે. ને પાપીઓ ત્રિભુવનને દુઃખ દે છે. પછી પૃથ્વી ઉપર આવેલા દેવો સર્વે વિચાર કરી જગતના પિતા બ્રહ્માની પાસે અવ્યા અને સર્વે કહેવા લાગ્યા.

ગાયન.

(જન્ઞીવાલા આજો હમારે દેશ એ રાગ)

પિતા બ્રહ્મા આવ્યા તમારી પાસ,
આજે સહુ દેવો થઇને નિરાશ. આવ્યા.
પાતાળ પૃથ્વી જીતી આવ્યો, સ્વર્ગમાં પાપી ખાસ,
જંઘ મચાવ્યો પુરો એને, પામ્યા અમે સહુ ત્રાસ. આવ્યા.
આનંદ કરતા મગનમા ફરતા કરતા હાસ્ય વિલાસ,
ભંડાસુરના ભયથી નાઠા તજીને નીજ અવાસ. આવ્યા.
દુ:ખ દાવાનળ પડીયું અમને, આવ્યા થઈને ઉદાસ,
સંકટ કાપી સ્હાય કરોને, આવ્યા ધરીને ઉલ્હાસ. આવ્યા.

દેવોની અઘાત સ્તુતિ સાંભળી જગતના પિતા બ્રહ્મા દેવોને ધીરજ આપી કહેવા લાગ્યા.

બ્રહ્મા— ગીતી,

દેવો નહિ ગભરાવો ચાલો સર્વે કૈલાશે જઈએ,
શંકર સંકટ કાપે દુ:ખની વિનંતી આપણુ જઈ કહીએ.

તમામ દેવોને લઇ બ્રહ્મા કૈલાસે શંકરની પાસે આવ્યા અને ભોળાનાથને કહેવા લાગ્યા.

બ્રહ્મા— ગાયન.

(વિષય વાત મમ માત તજીને કૃષ્ણ ભજન તુ કરવાદે એ રાગ.)

ભોળા શંભુ ભંડાસુર પાપી ગર્વ ધરી મનમાં ફરતો,

પાતાળ પૃથ્વી જીતી સ્વર્ગે યુદ્ધ જઇને આદરતો.
જય મચાવી દેવો સતાવી હિમ્મત મનમાંહી ધરતો,
સ્વર્ગ તજીને ઇદ્રાસનની ગાદીપર જઇને ઠરતો. ભોળા.
પૃથ્વીપર સહુ દેવો આવ્યા, જુલ્મ પુરો પાપી કરતો,
આવ્યા શરણે મારી પાસે, લાવ્યો અહી સત્ય ઉચરતો ભોળા.

શંકર—બ્રહ્માજી તમે પાપી ભંડાસુરથી દુઃખી થયેલા દેવોને મારી પાસે લાવ્યા તે બહુ સારૂ કર્યું તેમને આપણે સહાય કરવી જોઇએ.

દેવો તમે શાંત થાઓ એ પાપીનું પુન્ય હવે પર વારી રહ્યું છે, એનો કાળ હવે ભમે છે માટે તમે ગભરાશો નહિ અને ધીરજ રાખશો. હે બ્રહ્માજી આપણે તમામ દેવોને લઇ વિષ્નુ ભગવાન પાસે ચાલો. પછી આપણે ત્રણે વિચાર કરીને પાપી ભંડાસુરનો નાશ કરવાનો ઉપાય શોધી કહાડીએ. પછી તમામ દેવોને લઇ બ્રહ્મા તથા શકર વૈકુંઠમા વિષ્નુભગવાનની પાસે આવ્યા અને કહેવા લાગ્યા.

બ્રહ્મા તથા શંકર- ગાયન.

(હરમાન ધરમાહી હડીગો કરે એ રાગ)

દેવો દુઃખી નહિ કોઇ સુખી, આવ્યા શર્ણે તમારી પાસે અહી.
હિંમત હારી, ભય બહુ ધારી, વસતા સહુ આવી અવની મહી

પાપી ભંડાસુર જુલ્મીછે એવો, સ્વર્ગ જીતીને દુઃખી કર્યા દેવો,
રીશે પુરો મહિષાસુર જેવો, પાતાળ પૃથ્વી જીતી સુરો તેવો. દે.
શર્ણે આવેલા દેવો ઉગારો, પાપીને હણવાનો નિશ્ચય ધારો
ત્રિભુવનના સહુ તાપ નિવારો, જુલ્મીનો જુલ્મ પુરોછે વિચારો. દે.

વિષ્નુભગવાન—બ્રહ્માજી તથા ભોળાનાથ આપણી શર્ણે આવેલા દેવોનું દુઃખ હણવું એ આપણો ધર્મ છે. અરે પાપી ભંડાસુરે ત્રિભુવન વશ કરી યજ્ઞાદિક બંધ કર્યા ને સ્વર્ગ જીતી દેવોના અધિકાર લઇ રખડતા કર્યા છે હું ઘણોજ દિલગીરછું. એ પાપી આપણાથી મરવાનો નથી. કારણ એના તપનો પ્રભાવ એવો છે કે તેને ત્રિભુવનમા કોઈ પુરૂષ મારવા સમર્થ નથી તે કોઈ પુરૂષથી મરાય નહિ એવુ તે વરદાન પામેલો છે. માટે જગદંબા આદ્યશક્તિ વિના તેને મારવા કોઈ સમર્થ નથી

બ્રહ્મા—પ્રભુએ પાપીને હણવા જગદંબા સ્વરૂપ ઘોળાગડ પર્વત ઉપર શ્વેતા છે, તે સમર્થ છે. ત્યાં આ દેવોને મોકલીએ તો સૌ સારૂ થાય એમ મારો વિચારછે.

શંકર તથા વિષ્નુભગવાન—બ્રહ્માજી તમારો વિચાર બરાબર છે. અમને પણ એમજ લાગે છે કે એ પાપીનું મૃત્યું શ્વેતાના હાથ છે. માટે દેવોને ત્યા મોકલીએ તો સારૂ. પછી બ્રહ્મા દેવોને કહે છે.

બ્રહ્મા— મરાઠી સાખી.

શ્વેતગીરીપર જાઓ દેવો શ્વેતા સંકટ કાપે,
દુઃખ સહુ જાશે સુખ બહુ થાશે, નવનિધ સિદ્ધી આપે,
દયાળુ એ દેવી, અમ સરખાએ બહુ શેવી. દયાળુ.

તમામ દેવો બ્રહ્માજીનું કહેલુ સાભળી બ્રહ્મા વિષ્નુ તથા શંકરને ચર્ણે નમીને રજાલઈ ધોળાગડ પર્વત તરફ ચાલ્યા

મરાઠી શાખી.

ધોળાગઢ પર્વતપર દેવો હર્ષ ધરીને જાયે,
મ માયાને મળવા પ્રીતે આનંદ ઉર નવ માયે.
આવ્યા તરત તહીં, મંમાયા બેઠાંછે જહીં. આવ્યા તરતત

ધોળાગડ પર્વત પર તમામ દેવો ચડીને મંમાયા ઇશ્વરી શ્વેતા જ્યાં બિરાજમાન થએલાં છે ત્યાં જાય છે.

ભાષણરૂપી છપ્પા.

દેવો સકળને જોઇને માજી તહા ઉભાં થયા,
ધરી હર્ષને ઉમગથી મળવાને મા સામાં ગયાં.
બહુ માન આપી દેવને નિજ સ્થાનકે મા લાવીયા,
ઇશ્વરી અંબા રૂપ છે દેવોને મન ભાવીયાં.
કહે માત દેવોને તહીં ઉદાશ લાગો છો તમે,
સંકટ શું તમને પડયુ આજે કહોને તે મને.
અહીં આવવાનુ કાર્ય પણ સાથે મને સંભળાવશો,
ધરી શર્મ મનમાં નવજરી સત્વર તે દરસાવશો.

પછી દેવો સ્નાન કરી મંમાયા શ્વેતાની વિધિપૂર્વક પુજા કરી કહેવા લાગ્યા.

ગાયન.

(દાસ પરે દયા લાવોરે, દયાળુ દેવા દાસ પરે દયા લાવોરે એ રાગ)

શ્વેતા સંકટ કાપોરે, દયાળુ દેવી શ્વેતા સંકટ કાપો.
ભંડાસુર જુલ્મી કહાવે, ત્રિભુવનને સતાવે,
કરે અણુઘટતા બહુ પાપી પાપોરે.	દયાળું.
યુદ્ધ બહુ પાપી કીધુ, ઇદ્રાસનને લઇ લીધું,
આવ્યા શર્ણે હિમ્મત આપો આપોરે.	દયાળુ.
દયા દીલ માંહી ધારો, દુષ્ટ પાપીને સંહારો,
થઇ નિર્ભય જપીએ જાપો જાપોરે.	દયાળું.

દુઃખી દેવોની સ્તુતિ સાંભળી ઇશ્વરી શ્વેતા ધીરજ આપી કહેવા લાગ્યાં.

મંમાયા શ્વેતા–	ગાયન.

(અરે શું માનવનો અભિમાન પલકમા ટળી જશેરે એ રાગ)

અરે ઓ દેવો નહિ અકળાઓ, પાપી પળમા હણુ રે,
સુણી દુઃખની વિનંતી આજ દાઝયું દીલડું ઘણું રે.
ત્રિભુવનને દુ.ખ દેતો પાપી ગર્વ ધરી મનમાંય,
ઇદ્રાસનની ગાદી પામી પાપી બહુ છલકાય,
રાચું રણની માંય,	અરે ઓ દેવો.
પણ આજ હું પ્રીતે કરૂં દેવો તણું સુભ ચ્હાઇને,

વરદાન આપુંછું અહીં પાપી હણું હું જાઇને,
નિજ ધામમાં દેવો જશો નિર્ભય થઇને સૌ તમે,
સુણી વાત વિપરીત તમતણી ચઢયો ક્રોધ મુજને આસમે. અરે.

મંમાયાનું વરદાન પામી તમામ દેવો હરખાતા શ્વેતગીરી ઉપરથી નિર્ભય થઇને ચાલ્યા, અને પૃથ્વી ઉપર આવીને આનંદ કરવા લાગ્યા.

પછી ઇશ્વરી મંમાયા શ્વેતા વિચાર કરવા લાગ્યા. કે હુ નારદના હૃદયમાં ઉતરૂ. ને એવી મતિ આપું કે. નારદજી પાપી ભંડાસુરની પાસે સ્વર્ગમા જઇને કહે કે ભંડાસુર જ્યાસુધી સ્વેતગિરી ઉપર સુદર સ્વરૂપવાળી સ્ત્રી શ્વેતા તારા ઘરમા નથી ત્યાં સુધી તારી આ તમામ સાહ્યબી ધુળ છે. આવાં લાકડાં લડાવેનો પાપી ભંડાસુર મારી પાસે આવે તો પાપીનો વધ થાય. એમ વિચાર કરી નારદજીના રહયમાં મમાયા વશ્યાં.

ગિતી

નારદને મન વશીયા દેવી હયાંજુ દેવનું દુઃખ ધારી.
નારદ વિચાર કરતા મન મલકાતા યુક્તિ સુજી સારી.

નારદજી વિચાર કરવા લાગ્યા કે ઘણા દિવસ થયા પણ કોઇ ઠેકાણે લડાઇ જામતી નથી, ને મારૂ મન માનતુ નથી પણ આજે એક ઠીક યુકિત સુજી આવી છે. તે એ કે પાપી ભંડાસુર ત્રિભુવન જીતીને અહંકારમાં આ-

ઘણો થઈ જઈને દેવોને બહુ દુઃખ દેછે, ને યજ્ઞાદિકનો પાપી ભગ કરીને ત્રિભુવનને સતાવે છે. માટે એ દુષ્ટને હુ સ્વર્ગમાં જઇ ઉંધા પાટા બંધાવીને એવો ઉરકેરૂ કે પાપી મ માયા ઇશ્વરી સ્વેતા જયાં સ્વેતગિરી ઉપર બિરાજમાન થએલાં છે ત્યાં જાય, ને લડાઈ જબરી થાય, તો આપણું મન આનંદમા ગરકાય, પાપીની નહિ કરે કો સહાય, ને જબરો જંઘ મચાય, તો ભડાસુરનું મૃત્યું થાય. એમાં પણ નહિ મીથ્યાય, ઠીક આ સુજયો છે ઉપાય. પછી નારદજી સ્વર્ગમાં જવાની તૈયારી કરે છે.

**ગાયન.**

('હેરી ચોળી ચટકા મટકા કરતાં આવ્યા એ રાગ)

લ્હેરીલાલા નારદ આણંદ કરતા,

ગિરધારીનું ધ્યાન રદયમાંહી ધરતા.

ગોવીંદના ગુણ ગાતા, બહુ મગ્ન થઇને મલકાતા,

એ સ્વર્ગમાં આવીને ઠરતા.　　　લ્હેરી.

પાપીને ભરમાવા, જંઘ પુરો જમાવા,

ત્યા ચાલ્યા, મન મહાલ્યા, સભાગાં સંચરતાં.　લ્હેરી.

નારદમુનિ સ્વર્ગમા ભંડાસુરની સભામાં આવ્યા, તે પાપી ભડાસુરને મન ભાવ્યા, અને મુનિને આસન આપી પુષ્પથી વધાવ્યા, અને ભંડાસુર કહેવા લાગ્યો કે હે નારદમુનિ અત્યારે ત્રિભુવનમાં મારા સમાન કોઈ નથી. આપ

મારા ઉપર કૃપાદષ્ટી કરીને આજે સ્વર્ગમાં પધરી મને કૃતાર્થ કર્યો છે તેના માટે આપનો ઉપકાર માનુંછુ. આ મારી સ્વર્ગની શાહીબી આગળ તમામ સાહ્યબી હુ ધુળ સમજુંછુ. મારે આપના પ્રતાપથી કાંઈ કમીના નથી. આપ મારી પાસે જે કાંઈ માગવાની ઈચ્છાએ આવ્યા હો તો ખુશીથી માગીલ્યો.

નારદ—ભાઇ ભંડાસુર હું કાંઇ માગવાની ઇચ્છાએ તારી પાસે આવ્યો નથી હું તારા ભલાને માટે અહીંયાં આવ્યો છું.

ભંડાસુર—હે મુનિ તો મને આપ સત્વર દરસાવશો.

નારદ— ગાયન,

મહાદેવ કહે સુન પારવતી બીજયા મતદેત સુમારનકું એ રાગ.

ભાઈ ભંડાસુર સ્વર્ગની શોભા આ સઘળી તુજ કહાવેરે, ભા.
સ્વેતગિરી પર સુંદરી સ્વેતા, તેની તુલ્યે નવ આવેરે,
તેજ તણો ઝીંઝકાર એ બાળા, કોટી સુરજ શરમાવેરે. ભા.
જન્મ સફળ જો થાય તીહારો, એ બાળા ઘેર લાવોરે.
આનંદકારી મુરતી સારી, નામ અમ્મર દિપાવોરે. ભા.

શંભસુર— ભાષણરૂપી છપા.

ઋષિ જાઉછું એ બાળાને સત્વર અહીં હું લાવવા,
મુજમન હરચ્યું છે ઘણું આ સ્વર્ગને શોભાવવા.

અરે ખોડ એ બાળા તણી, મુજને દીસે છે તો ખરી,
જાઉં ત્વરાથી તો ખરે, લઈ આવીને બેસું ઠરી.
લાવી દયા અહીં આવીયાં, ઉપકાર કીધો છે બહુ,
શુભ કામ કરવાને મુનિ, તૈયાર આજે હું થઉં.

નારદમુનિ—ભંડાસુર હુ હવે જાઉં છું.

ભંડાસુર—મ્હારાજ આ સેવકપર કૃપા કરીને પધારશો.

( મરાઠી સાખી. )

સ્વર્ગપુરીથી નારદ ચાલ્યા, આણંદ મનમા ધરતા,
નારાયણનું નામજ લેતા, સ્વધામે જઈ ઠરતા,
કાર્ય સફળ કરી, દેવો તણું દુ.ખ હરી. કાર્ય.

પાપી ભંડાસુર નારદમુનિના ગયા પછી સ્વેતગિરી ઉપર સ્વેતા સુંદરી લેવા જવાની તૈયારી કરી રહ્યા છે. પાપીના મનને નારદના વચને અસર કરી ચિત્ત ભમાવી દીધું છે. મનમા બસ સ્વેતા સ્વેતા સુંદરી કર્યા કરે છે તેને બીજુ કાંઇ સુજતું નથી. પાપી વિચાર કરે છે કે એ બાળાના શા ભાર છે ક્ષણવારમાં હુ તૈયાર થઈ જાઉંછુ, મનમા સદા ચ્હાઉંછુ ગુણ એના હુ ગાઉંછું. એ બાળાને પકડીને અહીંઆં હુ લાઉછુ એમ વિચાર કરી તૈયાર થાયછે.

મરાઠી શાખી.

મહાબળીયો ભંડાસુર ચાલ્યો, ગર્વ ધરી મનમાંહે,

હિમ્મત ધરતો આવી પહોચ્યો સ્વેતગિરી છે જયાહે.
પાપી હરખાતો સ્વેતગિરી ચડવા જાતો. પાપી.

પાપી ભંડાસુર સ્વેતગિરી પાસે આવી પહોચ્યો, ને પછી વિચાર કરે છે કે હવે એ બાળાના શા ભાર છે. આ સ્વેતગિરી પર જઈને તપાસ કરીને મારૂં સ્વર્ગ દિપાવવા ક્ષણુવારમાં પકડીને લઈ જાઉછુ.

ગાયન.

સિહાનો કનડો.

ગર્વ પુરો ભંડાસુર કરતો, સ્વેતગિરીપર પાપી ચડતો. ગર્વ.
મારી છલ ગો પાપી દોડે, ભય મન માહી નહિ કઇ ધરતો ગર્વ
ગુફા ગિરિ સોધીને ચાલે, સ્વેતા શબ્દ મુખથી ઉચરતો. ગર્વ.
આશ્રમ મુનિનાં જોતો પાપી, ધ્યાનભગ કરતો ને નડતો ગર્વ.
મહાબળીયો તે મન હરખાતો, શીખ્ખર પર તે આવીને ઠરતો

સ્વેતગિરીના શીખ્ખરપર પાપી ભંડાસુર આવી વિચાર કરવા લાગ્યો. અરે નારદજીના કહેવા પ્રમણે એ સુદરી કયા હશે. એમ વિચાર કરે છે.

ભાપગુરૂપી છપા

સ્વેતાગિરીપર આવીયો, કયારે મળે એ સુંદરી,
મુજ મનને વ્યાકુળ કરુ, એ કામની છે ગુણુભરી.
નિરાશ પુરો નહિ થઈ શા માને સોધી કાડવા.

જાઉં ત્વરાથી આજ હું આ તાપ તનના છાંડવા.
પાપી તહાં ઉભો થઈ ફરતો શીખરપર તે ઘડી,
નવરૂપ યોવન માતજી, બેઠાં તહા દ્રષ્ટી પડી.

નિર્ધનને જેમ કુબેર ભંડારીનો ભંડર નજરે પડે ને હરખાય, તેમ પાપી મમાયા સ્વેતાને જોઇ હરખાતો મમાયાની નજીકમાં આવી ઉભો.

ભાષણરૂપી છપા.

કેમ કામની આ પર્વતો દીપાવવા અહીઆં વરયા,
મુકી સાહ્યબી ત્રિભુવન તણી, રામ તમે આઘા ખરયા.
જેમ સુર્ય આકાશે રહ્યો કરતો પ્રકાશીત સર્વને,
કોટી સુરજનું તેજ પામી, રાખશો નહિ ગર્વને.
બાળા તમે રાજી થઇ, સાથે હમારી આવશો,
મુજ શાહીબી જે સ્વર્ગની, રામા તમે દીપાવશો.

ભંડાસુર—હે બાળા તમે મુનિ નારદના કહેવા પ્રમાણે ખરેજ મોહીની રૂપ છો. તમે મારીસાથે આવીને મારૂં સ્વર્ગ શોભાવશો. મારા બાહુબળથી મેં ત્રિભુવન જીતી લીધું છે. ને સ્વર્ગની શાહિબી દેવોને હરાવીને લઇ લીધી છે. ને અત્યારે ઇંદ્રાસનની ગાદી હું ભોગવુંછું, મારી ત્રિભુવનમાં આંણ ફરી રહી છે. ને મારીસમાન અત્યારે બીજો

કોઈ નથી માટે હે બાળા તમે મારી સાથે આનંદથી ચાલો હુ તમને લેવા આવ્યોછુ.

ઇશ્વરીશ્વેતા— ગાયન.

( હે બાળા જાતુ તપોવનમાં એ રાગ )

હે પાપી અહીંયા કેમ આવ્યો ( ૨ )
સ્થાનકભ્રષ્ટ કર્યુતે મારૂં, વિચાર મનમાં લેશ ન લાવ્યો હે પા.
ત્રિભુવનને વશ પાપી કીધું, દેવોને દુઃખ તેં બહુ દીધું,
ઇદ્રાસનને પણ લઇ લીધું, ગર્વ ધરી ફાવ્યોરે. હે પાપી.
પાપી દીસે છે કપટીને કામી, ફુલ્યો ફરેતું સ્વર્ગને પામી,
જાગ જગન બંધ કીધા હરામી, કાળે ઘેરાયો હે પાપી.

ભંડાસુર—બાળા તમે બકવા મુકીને પરણેલા છો કે કુંવારા છો તે મને સત્વર દરસાવશો.કહી વાત સાચી હરખાવશો.

મમાયા— ભાષણરૂપી છપા

હું છુ કુવારી બાળ કહેને, કામ શુ છે ત્હાયરે,
પણ કઠીણ મે જે રાખીયું, તે પાળવું છે મ્હાયરે
કરી યુદ્ધ મુજને જે જીતે, તેને ત્વરાથી હુ વરૂ,
સદેહ તેમાં કંઇ નહિ, પાપી કહુછુ હુ ખરૂ
તૈયાર થાને યુદ્ધમા, અભિમાન તુજને છે ઘણું,
રણમાહી રોળુ તુજને, કરૂં કાર્ય હુ દેવો તણુ.

ભંડાસુર-        ભાષણરૂપી છપા

રામા તમે રીશાઇને, બહુ ગર્વ મન નવ લાવશો,
તૈયાર હું છુ તારૂણી, યુદ્ધ કરવા સામા આવશો,
ત્રિભુવનને મેં જીતીયુ, તો બાર શાછે ત્હાયરા,
કરી યુદ્ધને તુજને બતાવું, હાથ આજે મ્હાયરા,
મુજને ત્રિભુવનમાં નહિ, કો જીતવાને કામની,
નહિ બાથ બીડો જીતવાની, આજ ભોળી ભામની.

મંમાયા-        ગાયન
( તાજી આ ભજી કહેવાય એ રાગ )

રોળું તુને રણમાંય, ઉભો રેને પાપી,        રોળું.
આપ્યુ વચન મે પ્રીતે દેવાને,
સફળ કરૂં તે હું આય.        ઉભો.
અધ થઇને અહીં તું આવ્યો,
દયા નહિ દિલ કાય.        ઉભો.
સાહ્યબી તારી સર્વે જવાની,
સ્વર્ગ પડયુ રહેશે ત્યાય        ઉભો

મંમાયા—પાપી ચંડાળ ભંડાસુર હુ તૈયાર થઇ મધુપાન કરીને તારી સાથે યુદ્ધ કરવા આવુછુ.

ગાયન.
(પિતા માતા ક્ષમા માગુ, ઘણો લાજી પગે લાગુ એ રાગ.)
દયાળી માતાજી ત્યાયે, દેવોની કરવા સ્હાયે,

અષ્ટભુજા રૂપ ત્યાં કીધુ, ધનુષ્ય કરમાંહી પણ લીધુ,
ત્રિશૂળ કરમાં ધર્યું માયે, દેવોની કરવા સ્હાયે.
કીધો ટંકાર ત્યાં માજી, ત્રિભુવનમાં રહ્યો ગાજી,
ભંડાસુર પાપી ગભરાયે, દેવોની કરવા સ્હાયે.
ગર્જના માતજી કરતાં, હિમ્મત મનમાંહી બહુ ધરતા,
શિવશંકર ગુણગાયે, દેવોની કરવા સ્હાયે. દયાળી.

મંમાયા ધનુષ્યનો ટંકાર કરી ગર્જના કરતાં પાપી ભંડાસુરની સામા આવી ઉભાં રહ્યાં. પાપી ભંડાસુર ઈશ્વરી સ્વેતાને પોતાની સનમુખ યુદ્ધ કરવા આવેલાં ક્રોધાયમાન જોઈ પાપી હિમ્મત ધારી કહેવા લાગ્યો.

ભંડાસુર- ગાયન.

(રાગ ઓતરાના સ્વપનાનો ત્રોટક છંદ)

કેમ બાળા તમે બહુ બિવરાવો, નહિ ગર્વ ધરો મનમા આવો,
કરી યુદ્ધ તમે અહીં નહિ શાવો, કહેવું માની સંગે આવો.
તુંને સત્ય કહુ અબળા જાણી, તજો યુદ્ધ તમે આજે શાણી,
કરી રાણીશ તુજને પટરાણી, જરા બોલો મધુરી કાંઈ વાંણી કે.

મંમાયા-

અલ્યા પાપી મુખથી શું બોલે, કેમ જીવ ચડયોછે ચગડોલે,
આજે મ્હોચાડું જમને ઝોલે, ફુટયું ભાગ્ય તારૂં તે કેમ ખોલે

અલ્યા ભોગ લેવા અહીંઆં તારો, નક્કી વિચાર મનમાછે મારો,
કાળાકૃતનો પાપી કરનારો, ત્રિભુવનને દુઃખતું દેનારો
હવે તૈયાર થાને તું પાપી, જરા હિમ્મત મનમાં લે સ્થાપી,
આજે મસ્તક નાખું હુ કાપી, મુને રીશ ઘણી તુજપર વ્યાપી. અ.

મંમાયાનાં આવાં કઠોર વચન સાભળી પાપી ભંડાસુર યુદ્ધની તૈયારી કરી ગર્જના કરવા લાગ્યો.

મરાઠી શાખી.

કરી ગર્જના પાપી કુદયો, ભંડાસુર તે વારે,
શબ્દ જેનો ત્રિભુવનમાં જાયે, વરત્યો હાહાકારે,
દેવો હરખાતા, મ માયાના ગુણ ગાતા.　　　દેવો

મંમાયા સ્વેતાના ધનુષ્યના ટકારથી, તથા પાપી ભંડાસુરની ગર્જનાથી ત્રિભુવન ખળભળી ઉઠયું. દેવતાઓ આકાશમાં ભગવતી ને ભડાસુરનુ યુદ્ધ જોવા તત્પર થઇને ઉભા રહ્યા છે ને મંમાયાનો જય થાઓ એવા શબ્દની ગર્જના કરી રહ્યા છે.

(શામળશા વરઘોડે ચડીયા, દેવ દુદુભી ગગને ગરગડીયા એ રાગ)

કટાવ

ભંડાસુર બહુ રીશે ભરીયો, ક્રોધ પુરો માજીપર કરીયો, બહુ તે બળાંયો, નવ જાય કળીયો, ગદા ગ્રહી સામો સચરીયો. સ્વેતા માતા, ક્રોધે ભરતા, સામા જાતાં,

મધુપાનથી છે મદમાતાં, ક્રોધે લોચન થયાં છે રાતાં, ભં ડાસુર તવ ગદા ગ્રહી માજીને મારે, કરી ક્રોધ મંમાય ત્યારે, મુશળ પ્રહારે, પાપી પટકયો, જરા ન અટકયો, મ નમાંહે બહુ લાગ્યો ખટકો. અરે હાય હવે શું થાશે બાળા મુજને જીતી જાશે, ભોગ લાગીયાં કયાંથી આવ્યો વિચાર મનમાં કાંઈ ન લાવ્યો, નારદીયાએ મુને ફસાવ્યો ઠીક નારદીયા કયાં તુ જનારો, સિંહ છ છેડી સુખી થનારો ખટપટનો પુરો કરનારો, વેરી દીસે પકકો મારો, ખણ પછી તારી લેનારો. તવ ભંડાસુર રીશ કરીને હિમ્મત ધરતો, મ માયાની સામો ઠરતો, ગદા યુદ્ધ દારૂણુ આદરતો પડે મારને પોકાર કરતો, સ્થાનક છોડીને સંચરતો, ઘો યુદ્ધ બાળાએ કરીયું, ઉડી રજને આકાશ ભરીયુ, પાપીને મન નિશ્ચે ઠરીયું, મોત મારૂં બાળા આદરીયું, મારી માર ને મુજ બળ હરીયું, પાપી કંપે, જરી ન જંપે ધરણી ધ્રુજે, કાંઇ ન સુજે, તવ વિચારી બોલ્યો પાપી હિમ્મત મનમા પુરી સ્થાપી બાળા બળછે બહુ તમારૂં, મલ્લ યુદ્ધ કરવા હુ ધારૂં, જો લાગે તમને તે સારૂ, કદી ન હારૂં, સત્ય કહુંછુ તમને વારૂં. તવ મંમાયા હિમ્મત ધારે, થઇ તૈયારે, મલ્લયુદ્ધ કરતાં તે વારે, પાપી મનમ ત્યાં વિચારે, પકડી બાળા નાસુ કયારે. તવ ભંડાસુર પુરે ફાલી, યુદ્ધ કરતા માજીને ઝાલી, બગલમાહી દીધા ઘાલી

મન માંહે તે પુરો મ્હાલી, કરી જોરને નાઠો ચાલી. આ-
કાશ મારગ પાપી જાયે, આનંદ ઉરમાં અતી ન માયે,
વિચાર મનમાં કંઈ કંઇ થાયે, ધન્ય ભાગ્ય મારૂં કહેવાયે,
ગર્વ ધરી મનમાં છલકાયે. મ માયા તવ વિચાર કરે છે,
દુ:ખ દેવોનું મન ધરે છે, પાપીનું પણ મોત ફરે છે.
માત વિચારે મોત પાપીનું પુર્વ દિશાયે, અંધ થઇ પાપી
ત્યાં જાયે, દેશ રૂડો ગુજરાત કહેવાયે, નગ્ર નરોડુ ત્યાં
દેખાયે, રાજ્ય કર્યું નળરાયે જ્યાયે, આવી પહોચ્યો પ-
ળની માંયે, તવ મંમાયા રીશ કરીને ત્રિશુળ મારી, પા-
પીને ધરણીપર ઢાળી, હદ બહુ વાળી, કરી ગર્જના સામાં
ઉભાં પાપી જોતો ન્યાળી ન્યાળી, કહે માત હું તુજને
મારૂં, હવે દયા દિલ નહિ ધારૂં.

પછી પાપી ભંડાસુર મ માયાને કહેવા લાગ્યો.

ભંડાસુર—　　　ભાષણરૂપી છપા.

બાળા બળ બહું દાખવી, ઘાયલ તો મુજને કરી,
છોડું નહિ હું તુજને, ભલે આજ જાઉ મરી.
ત્રિભુવનને મે જીતીયું, તો તારા શા ભાર છે,
હણવા તુજને તારૂણી, શહસ્ત્ર આ તૈયાર છે.
સપડાવા તુજને ફરો, હિમ્મત મનમાં હું ધરૂં,
ભલે થવાનુ થાય; તને મારૂં કે હું મરૂં.

પછી ભંડાસુર ગર્જના કરતો મ માયાની સામો યુદ્ધ કરવાને તૈયાર થઇને ઉભો ત્યારે પાપીને ઈશ્વરી કહેવા લાગ્યા.

મંમાયા - ગ.યન.

કુહ્યો પાપી ફરેરે, અંતરે યાદ ઇષ્ટ નવ કરે,
અંતરે યાદ ઇષ્ટ નવ કરે, મરણનો ભય માથે નહિ ધરે. કુ.
પરનારીપર પ્યાર ધરીને, પ્રાણ ગુમાવ્યા કઇ શુરા,
પરનારી માતા નવ સમજે, અક્કલના તે અધુરા. કુ.
મુજપર પ્યાર કરીને આવ્યો, તેનો સ્વાદ ચખાડું,
રૂધીર પીયુ હું રણમાં તારૂં, દેવનું દુખ મટાડું. કુ.

મ માયા—પાપી ભંડાસુર તું ગર્વ ધરી, ત્રિભુવનને દુખી કરી, હવે તું સુખની આશા છોડી, પરલોકમાં જવાની તૈયારી કર. ભંડાસુર નક્કી સમજજે કે તારા જેવા અહંકારીને હણવા હુ પ્રગટ થઇછુ. અને પાપી તું મારા ઉપર વિશયમાં અધ થઇને મોહીત થયો, એ તારા મોતની નિશાની સમજજે. પાપી તને આજે રણમાં રોળી તારા રૂધીરનુ પાન કરીશ ત્યારે મારૂં હ્રદય શાન્ત થશે. હવે પાપી જીવવાની આશા છોડી યુદ્ધની છેલ્લી તૈયારી કર.

ભડાસુર મ માયાના ભયભિત કઠોર વચન સાંભળી ધ્રુજવા લાગ્યો. પણ પાછો વિચાર કરે છે કે હું કોણ અસુર ત્રિભુવનનો અધિપતિ, તે શુ અબળાથી ડરૂ, તો

મને ધીક્કાર છે. એમ મનમાં ગર્વ કરીને ગર્જના કરતો મંમાયાની સામો ઉભો.

( મરાઠી સાખી. )

દારૂણ યુદ્ધ પાપી આદરતો, રીશ ધરી મનમાંહે,
સ્વેતા માતા મુશળ પ્રહારો, કર્યા અસુરને ત્યાહે.
પાપી પછડાતો, રીશ કરી સામો જાતો. પાપી પછડાતો.

પછી મંમાયા પાપી ભંડાસુરને હણવાનો નિશ્ચય કરી ત્રિશૂળ લઇને સામાં દોડયાં.

ગાયન,

( અહો દિલદાર જરીક દેદાર દિવાનીને દીખાડોને એ રાગ )
એ બળદારી, ત્રિશુળધારી, રણમાં પાપીને મારે.
ચક્કર ખાઇ, પડયો ત્યાંઇ, પીડા પામે અતિ પ્રહારે.
હિમ્મત ધરતો, નહિ ડરતો, ઉભો થઈ ગર્જના કરતો,
દીઠા માજી, રહ્યાં ગાજી, કરીને રીશ મન ભારી. એ બ

શાખી.

પ્રાણ હણું હું ત્હાયરા, પાપી પળની માંય,
યાદ કર તું ઇષ્ટને, કોણ કરે છે સ્હાય.
ધનુષ્યધારૂં તુને મારૂં લેવાને દેવને તારી. એબળદારી.

મંમાયાનાં આવા વચન સાંભળી પાપી ભંડાસુર વિચાર કરવા લાગ્યો કે, અરે આ બાળા શું મને મારશે.

નહિ નહિ એના શા ભાર છે. શું એનાથી હું ડરીને પાછો ફરી, મેશનો ચાંદલો કરી, શું સ્વર્ગમા બેસું ઠરી. અરે હુ સિંહને આ અબળા જીતી જાય, તો ત્રિલોકમાં મારી હાંશી થાય, ને શું મોઢું લઇને ફરાય. એમ કહી તૈયાર થઈ મ માયાની સામો દોડયો.

### મરાઠી શાખી.

ક્રોધ કરી મંમાયા સામો, પાપી દોડયો જાયે,
ત્રિશુળ પ્રહારો કરીયા માજી, પડીયો પૃથ્વીમાયે.
પોકાર બહુ કરતો, હિમ્મત મનની સો હરતો. પોકાર.

પછી પાપી ભંડાસુરને મ માયા કહેવા લાગ્યાં.

### ગાયન.

( બટવા ગુંથન દેરે બીજયાજી મેરા બટવા ગુથન દે એ રાગ )

સાવધ તુંતો રહેને ભંડાસુર સાવધ તું રહેને,
મનુષ્ય કર ધાર્યું મેં, પાપી ભડાસુર સાવધ તુંતો રહે.
બાણુ કૃપાસ હુ આજે ચડાવું, પ્રાણ તે તારા લે,
કોણુ કરેછે રહાયતા તારી, નામ તું તેનું લે.
આવી બન્યું તારૂં અલ્યા પાપી ભંડાસુર સાવધતુંતોરે. સા.
દુઃખ દીધું અલ્યા દેવોને પાપી, તેનાં ફળ તું ચાખીલે,
રણુમાહી રોળુ પાપીતુને પળમા કષ્ટની પામે ન રહે.
આવી બન્યુ તારૂ અલ્યા પાપી ભ.ડ.સુર સાવધ તુંતો રે.સા

પાપી ભંડાસુર ત્રિશુળના પ્રહારે ઘાયલ થઇને પૃ-થ્વી ઉપર પડયો પડયો મંમાયાની સામો ગર્જના કરવા લાગ્યો. પછી મંમાયા ધનુષ્ય ધારણ કરીને પાપીને માર-વાની તૈયારી કરે છે.

ગાયન.

( ખબર નહિ આ જુગમે પલકી એ રાગ )

મંમાયા ધનુષ્ય કર લીધું રે ( ૨ )
બાણુ કૃપાણ ચાપ ચડાવી મંત્ર યુકત કીધું.
ગરજના માત કરી જયાંહેરે ( ૨ )
વિજળી સમ દિશા દીપાવતું બાણુ મુકયું ત્યાહે.
ભંડાસુરનું મુસ્તક કાપ્યુંરે ( ૨ )
દિનદયાળી પાપી મારી મોક્ષપદ આપ્યું.
પામીયો મર્ણ પાપી પળમાંરે ( ૨ )
દેવ દુંદુભી નાદ કરે છે આકાશ મંડળમા.
પુષ્પની વૃષ્ટી સૌ કરતારે ( ૨ )
ધનુષ્યધારી શ્વેતા મંમાયા મુખથી ઉચરતા.

પાપી ભંડાસુરના મરાયાથી તમામ અસુરો ભયભીત થઇ ગભરાઇને પાતાળમાં જવાની સૌ તૈયારી કરે છે.

મરાઠી સાખી.

મર્ણ પામી ભંડાસુર પડીયો, દૈતો સહુ ગભરાયે.

સ્વર્ગ તજીને ભયથી પાપી પાતાળમાંહી જાયે,
દેવો હરખાતા, અંબાયાના ગુણગાતા. દેવો.

ગીતી.

સરોવર તીરે બેઠાં માત દયાળી ભંડાસુર મારી,
દેવો આનંદ કરતા, ક્રોધ સમાવા કરતા તૈયારી.

ઈશ્વરી અંબાયા શ્વેતા પાપી ભંડાસુરનો વધ કરીને નરોડા ગામની ભાગોળે સુંદર સરોવરના કિનાપર આસન કરી બેઠાં છે. અંબાયાનો ક્રોધ સમાવાને દેવો તમામ દેવાંગનાઓ સાથે આનંદ ધરતા, દુંદુંભી નાદ કરતા અંબાયાની પાસે આવે છે. ઇશ્વરીને વધાંમણાં દેવા દેવાંગનાઓના શિરપર કનકના કળસ ને ઉપર શ્રીફળ ધરીને ગર્જના કરતા અંબાયાની પાસે આવ્યા. અને સ્તુતી કરવા લાગ્યા

ગાયન.

( નિરધન પણ નયનાં ઠરશે એ રાગ )

તમે ક્રોધ સમાવોને માજી, રહ્યાં ત્રિભુવનમાં તમે ગાજીરે, ત.
દુઃખ દુર કરીયાં માત હમારાં, મારી ભંડાસુર પાજીરે, ત.
દેવાંગનાઓ સાથે આવ્યા અમે સહુ મન થઇ બહુ રાજીરે. ત.
સ્વરૂપ શું શોભે તાત તમારૂં, કોટી સુરજ જાય લાજીરે. ત.
તમ વરણનનો પાર ન આવે, થાકે પંડીતને કાજીરે. ત.

ઇશ્વરીને દેવ તથા દેવાંગનાઓ વધાવીને વિધવિધ ભાવે પુજા કરીને કનકથાળમાં ભાત ભાતના મેવા મુકીને

મંમાયાને ધરાવ્યા. ઈશ્વરી દેવોના ભાવથી ધરાવેલા મેવા આરોગીને ઉઠયાં. પછી મંમાયા દેવોને કહેવા લાગ્યાં.

મંમાયા—હે દેવો હું અહીંઆં કળીયુગમાં ભકતોને તારવાને પાપીઓનો સંહાર કરવા આ સ્થળે પ્રગટ થઇને અંહીંઆં વાસ કરીશ.

દેવો—ત્યારે માજી અમો તમારી સર્વે આનંદની સાથે પ્રતિષ્ટા કરીને જઈશું પછી દેવો તમામ ઋષિમંડળને તેડાવી, સુંદીર દેવાલય કોટ કીલ્લા સાથે તૈયાર કરાવી મોટી ધામધુમની સાથે ઈશ્વરીની પ્રતિષ્ઠા કરીને હજારો બ્રાહ્મણોને ભોજન કરાવી, મનગમતાં દાનો આપીને વિદાય કર્યા પછી દેવો તથા દેવાંગનાઓ સર્વે મળી માજીનો ગરબો ગાય છે.

ગાયન.

( નમું જુગદંબ રૂદ્રની રાણીરે એ રાગ. )

ધનુષ્યધારી માત દેવી દયાળીરે,
થયો આનંદ તમને નિહાળી.          ધનુષ્યધારી.
પડી તસ્તી તમોને ભારીરે, અમ કાજે ધનુષ્ય કર ધારીરે,
નાંખ્યો પાપી ભંડાસુર મારી.          ધનુષ્ય.
આજે આનંદનો દીન કેવોરે, અમે ખુશી થયા સૌ દેવોરે,
કરી સેવા ને લ્હાવો લેવો.          ધનુષ્યધારી.

ધન્ય ભાગ્ય હમારાં માજીરે, કરી પ્રતિષ્ઠા થયા રાજીરે,
રહ્યાં ત્રિભુવનમાં માતાજી. ધનુષ્યધારી.
માજી શ્વેતા વિનંતી કરીએરે, ધનુષ્યધારી નામ તમ ધરીએરે,
નામ લેતાં દુઃખ સહુ હરીએ. ધનુષ્યધારી.

દેવો તથા દેવાંગનાઓ સર્વે માજીનો ગરબો ગઇ રહ્યાં પછી માજી દેવોને કહેવા લાગ્યાં.

માતાજી— ગાયન.

( મારી લાડકડીની લજ્જાને સંભાળજોરે એ રાગ. )

સહુ દેવો તમે આજ આનંદથી સીધાવશોરે.
રૂડુ સ્વર્ગપુરીનું નેકી રાજ ચલાવશોરે, સહુ.
મુજ આશીષ તમને છે ભાઇ, રહો સુખી સદા આનંદમાંઇ,
તમે અમ્મર દેવો નામ તમારૂં, દીપાવશોરે. સહુ.

સાખી.

કામ પડે જો માયરૂં, દયા લાવશો મંન,
વેગે આવી સ્વર્ગમાં, આપીશ હું દરસંન.
છે વચન માયરૂં સંકટ કદી નવ આવશોરે, સહુ.

ઇશ્વરીની આશીષ લઈ દેવો દુંદુભી નાદ કરતા સ્વર્ગમાં જાય છે. અને ઈશ્વરી ધનુષ્યધારી પ્રગટ થઇ નરોડા ગામની ભાગોળે ભક્તોને તારવાને રહેલાં છે.

### ગાયન.

( એ ભમર ભમેછે શાને મધુબન છોડી એ રાગ )

સહુ દેવો ચાલ્યા સ્વર્ગપુરીની માંહી,
મંમાયા પ્રગટયાં ગામ નરોડું જાંહી,
થયું આખ્યાન પુરૂ મંમાયાનું આજ,
જગદંબા માજી રાખી મારી લાજ.
હું અવદીચ જ્ઞાતી શિવશંકર મુજ નામ,
અડકે ત્રિવેદી કડી શહેર મુકામ.
ગાયા ગુણ માજીના ગાંડા ઘેલા હે ભાઇ,
સહુ માફ કરશો ભુલ ચુક તે માંઇ.
આજે આનંદ લાવી અન્તરના પટ ખોલો,
નિર્મળ મન રાખી અંબે અંબે બોલો.





# સોલંકી આખ્યાન.

સાખી.

અંબા અંબા જે જપે, સદા તે સુખીયો હોય,
દુઃખ દળીદ્ર દુર રહે, વીઘ્ન નડે નહિ કોય.

સાખી.

આદ્ય ભવાની ઇશ્વરી અધમ ઉધારણુ હાર,
ભવ સાગર સહેજે તરો, સમરો વારંવાર.

સાખી.

સરસ્વતી માતા વીનવું ને ગણુપત લાગુ પાય,
કૃપા કરો જો મુજપરે કાર્ય સફળ સહુ થાય.

ગાયન.

( મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી એ રાગ )

ગુજરાતમાં પ્રગણું પાટણવાડું નામ,
ચુંવાળમાં સોહે કાલરી નામે ગામ.
વજા સોલંકી ત્યાં પવિત્ર રાજ કરે છે,
ચકબે ચુવાળમાં આણુ પોતાની ફરે છે.
વૃદ્ધ રાય થયાને નહિ તનીયા કે તન,
પુરા પ્રેમી ધરમી નિર્મળ જેનું મન.
ફરી લગન કર્યું છે વસાઇ ગામની માંયે,
કુળ ઉંચું જેનું વાઘેલા કહેવાયે.




વૃદ્ધરાજા વજેરાયને કંઇ સંતાન નહોતું. પછી એક બ્રાહ્મણે રાણીને શ્રી બહુચરા માતાની બાધા આપી હતી, તેના પ્રભાવે રાણીને ગર્ભ ધારણ રહ્યો આ શુભ સમાચાર નગ્ર લોકોના જાણવામાં આવ્યા. તેથી સૌ આનંદ કરવા લાગ્યા. ને સહુને એવી આશા થઇ કે રાજાને ત્યાં પુત્ર થશે.

ગાયન.

(થયા છે થયા છે થયા છે દિવસ વળી સાત ( ૨ )એ રાગ)

થયા છે થયા છે થયા છે, ગર્ભના નવ માસ ( ૨ )
સહુ પ્રજાને અતિ ઉરમાંય, પુત્રજ કેરી આશ.
જનમી છે જનમી એ જનમી છે, તનિયા નિશામાંહે (૨)
કરવું શું રાણીને કહે વાત, વડારણ ત્યાંહે,
થઈ પુત્રી થઈ પુત્રી થઇ પુત્રી, કહો શું હવે થાય. (૨)
કહો પુત્રી તો કુટૈયાને હાથ રાજ્ય આ સહુ જાય.
તનિયાની તનિયાની તનિયાની, જન્મ્યાની વાત છાની.
રાખોને રાણીજી તમે આજ કહેવું આ મારૂં માની.

દાસી—બાઇસાહેબ, પુત્રી જન્મ્યાની વાત બ્હાર પાડશો તો રાજાજીની વૃદ્ધ અવસ્થા છે ને આખરે રાજ્ય કુટૈયાને હાથ જશે માટે મારૂં કહેવું માંનો તો આ વાત છાની રાખો ને પુત્ર જન્મ્યાના સમાચાર રાજાજીને આપવા એ ઠીક છે.

રાણી— ગાયન

(સ્વામી માયરારે મારી અરજ લીયો ઉર ધારી એ રાગ.)

છાની રાખજેરે, વ્હાલી વાત વડારણ તુંતો,
ઉપકાર ત્હાયશેરે, માનીશ સત્ય કહુંછુ હુંતો.
હું ને તું બે જાણીએ પ્રીતે, અન્ય ન જાણે વાત,
પોગળ ફોડી નાંખે તુતો, થાય મ્હો ઉતપાત. છાની.

દાસી—

બાઈ મ્હારારે, આશું બોલો મન વિચારી,
દાસી આપનીરે, ગાંડી ઘેલી તો શું ધારી.
ભલે કહી જો શીષ કપાયે, તો પણ શુ થઈ જાયે,
નીમક હલાલી દાસી તમારી. વાત રહે મનમાયે. બાઈ.

રાણી—વ્હાલી વડારણ તારી મને પુર્ણ ખાત્રી છે માટે તુ

રાણી— મરાઠી સાખી.

પુત્રજ પ્રસવ્યો પ્રીતે, રાજાજીને વધાઇ જઇ કહેને,
અતિ આનંદે હર્ષ ધરીને શિરપાવ તુતો લેને,
ઝટ તુ જાયે, રાજાજી બહુ હરખાયે. ઝટ તું જાયે.

વડારણ—બાઇસાહેબ આપના હુકમને આધીન થઇને હુ રાજાજીને વધાઇ આપવા જાઉંછુ. આપ નિર્ભય રહેશો.

વડારણ— ગાયન.

( પાટણના નૃપનથી તુજ મ્હેલે પદમણી નારી એ રાગ )

પુર્ણ પ્રતાપી રાય સોલકી, વધાઈ હું લાવી.

સુતકુળ દીપક જનમ્યા આજ, અવિચળ રહો તમારૂ રાજ,
થયાંછે આજ સફળ સહુ કાજ, ધરીને હર્ષ દોડી આવી. પુર્ણ.
રીઝયા છે આજ ખરે મોરાર, દીસે તમ પુન્ય તણો નહિપાર.
થયો છે સહુને જય જયકાર, થયું છે કાર્ય સફળ ભાવી. પુર્ણ.

પુત્ર જનમ્યાની સુભ વધાઇ સાંભળી વજેરાય અતિ આનંદથી વડારણને મન ગમતા પોષાક તથા પાંચસે મ્હોરો શિરપાવમા આપી વિદાય કરી.

વજેરાય—પ્રધાનજી આજે પુત્ર જનમ્યાનો વધાઈ સાંભળી સર્વેને અતિ આનંદ થયો છે. આપણા રાજ્યમાં સાકરો વ્હેચાવો ને તમે જોશી તથા પુરાણીઓને ઝટ બોલાવો. પછી આપણે પુત્રની જન્મોત્રી કરાવી ભાગ્યેદય સાંભળીએ.

પ્રધાનજી—જેવો બાપુનો હુકમ.

પછી પ્રધાનજી તમામ રાજ્યમાં સાકરો વ્હેચાવાનો હુકમ કરીને જોશી તથા પુરાંણીઓને તરત તેડાવીને રાજાજીની સન્મુખ હાજર કર્યા.

રાજા— ગાયન

(હરમાન ધરમાહી હડીચો કરે ત્યાતો કેવી રીતે બેટા બાઉ બને એ રાગ)

જોશી પુરાંણી પંડીતો બોલાવી, જન્મોત્રી કરવાનું રાજા કહે,
જન્મોત્રી જોઇને નામ ધરાવો, કુળદીપકનું આનંદ રહે.
આપ પધારી કીધો ઉપકારી, આનંદ મુજને થયો છે ભારી,
ભાગ્યોદય પુત્રનું હર્ષ વધારી, કહો મુને સત્યવાત વિચારી. જો.

વિપ્રો—

ભાગ્યશાળી તમ પુત્રજ થાશે, દેવી ફેરો એ ભક્ત કહેવાશે,
નામ જેનું અમ્મર રહી જાશે, કિર્તિ જેની જગમાંહી ગવાશે. જો.
પુરો પરાક્રમી શુરો કહાવે, તેજસ્વી એ તમ નામ દીપાવે,
તેજમાલ નામ જોવામાં આવે,આશિષ આપીને કહીએ ભાવે.જો.

આ પ્રમાણે પુત્રનું ભાગ્યોદય તથા તેજમાલ નામ સાંભળી, રાજા અતિ હર્ષ લાવી જોશી તથા પુરાણીઓની પુજા કરી, મનગમતાં દાન આપી સંતોષી વિદાય કર્યા. ભાટ તથા ચારણોને પણ શિરપાવ આપી ખુશી કર્યા.

ગાયન.

( ઓખા હરણનો રાગ. )

આપ્યાં ભાટ ચારણને દાંન, સહુનાં કર્યા સનમાનરે,
સકુળ રાજમાં સાકરો વ્હેચાઈ રહીરે.
સહુ પ્રજા અતિ હરખાય, સોલંકીના જસ ગાયરે,
તપો નૃપ તેજસ્વી, એમ કહી રહીરે.
ચાલી ખ્યાતિ દેશો દેશ, સુણી હરખ્યા સહુ નરેશરે.
વૃદ્ધ પણે પ્રભુ એ તો, નામ રાખીયુંરે.
થયો સહુને જયજયકાર, રાજા હરખ્યા મન અપારરે,
શુભ ભવિષ્ય મુજ, દીન દયાળુ ભાખીયુંરે.

આ પ્રમાણે આખા ચુંવાળમાં આનંદ આનંદ થઈ રહ્યોછે. દિવસે દિવસે કુંવર મોટો થતો જાય છે. દશ બાર વરસ

નો ઉમ્મરમાં ભણીગણી અશ્વ સ્હસ્ર વિદ્યા શીખી તૈયાર થયો ઘણા ઘણા દેશોમાંથી સગાઇ કરવાનાં માગાં આવવા લાગ્યાં. પણ રાજા કબુલ કરતા નથી. ને મનમાં વિચાર કરે છે કે કુંવરનો સારા ઠેકાણે બરોબરીયાને ત્યાં સબંધ થાય તો સારૂ, એમ ધારી બેશી રહ્યા છે. આ આખ્યાન અહીંયાં રહ્યું.

પાટણના ચાવડા રાજાની પુત્રી પરણાવા લાયક થઇ હતી, રાજા પુત્રીને પરણાવાના વિચારમાં બેઠા હતા તેવામાં રાણી રાજાની પાસે આવી કહેવા લાગ્યાં.

રાણી—　　　　ગાયન.

( જંજાળી જીવડા જાગીને જોતું તપાસી એ રાગ )

હે સ્વામી મારા અરજ સુણોને તમે મારી.
પુત્રી આપણી કરો પારકી, પરણાવીને સ્વામી,
કન્યાકાળ વહી જાયે એનો, કહું દુઃખ મન પાંમીરે. હે સ્વા.
ચુંવાળના સોલંકીરાજા, મહા પવિત્ર કહાવે,
પુત્ર તેહનો તેજમાલતે, મારી નજરમાં આવેરે.　　હે સ્વા.
આવે નજરમાં તમને સ્વામી, કરો સગાઇ પ્રીતે,
પરણાવો પુત્રીને હરખે, લ્હાવો લઇ શુભ રીતેરે. હે સ્વા.

રાણીનું બોલવું સાંભળી રાજા કહેવા લાગ્યા.

રાજા— ગાયન.

( તમે એકવાર મારવાડ જાજોરે મારવાડી એ રાગ. )

શીદ મનમાં અતિ અકળાએરે લટકાળી,
લ્હાવો લેવરાવું હર્ષ બહુ થાયેરે લટકાળી.
હુ બેઠો વિચારી, મનમાં ધારી, કહ્યું તે નારી,
મરજી મારી મોલકીને ત્યાં પુરીરે લટકાળી. શીદ.
વિપ્ર તેડાવો, ખુશી થાવો, અવસર આવો,
લ્યો શુભ લ્હાવો, શ્રીફળ રૂપિયો આપોરે લટકાળી. શીદ.

રાજા વિપ્રને બોલાવીને શ્રીફળ રૂપિયો આપીને કંકોત્રી લખી આપે છે.

( કંકોત્રી. )

સ્વસ્તશ્રી ચુંવાળમાં ગામ કાલરી કહેવાય છે,
વજેરાય સોલંકી શુરાની જશ અતિ ગવાય છે.
લખીતગ પુર પાટણ પતિ ચાવડા વૌંશી ધારજો,
ધરી ખતને ઉમંગથી પ્રણામ તો સ્વીકારજો.
કંકોત્રી લઇ બહુ હર્ષથી મુજ વિપ્ર પ્રીતે આવીયો.
મે મોકલ્યો આનંદથી, તે શ્રીફળ રૂપિયો લાવીયો.
મુજ પુત્રીનો તમ પુત્ર સાથે, સબંધ સાચો ધારજો,
વધાવી શ્રીફળ રૂપિયો, ધરી હર્ષ તે સ્વીકારજો.
વિવેકી પુરા છો તમે, આનંદ ઉરમાં લાવજો,
તેજમાલને પરણાવવા, લઇ જાન વહેલા આવજો.

લ. પુરપાટણપાત ( ચાવડાવંશી )

એ પ્રમાણે રાજાએ કંકોત્રી લખી આપીને, શુભ મહુરત જોઇને બ્રાહ્મણને વિદાય કર્યો.

વિપ્ર મનમાં વિચાર કરે છે કે, ઘણા દિવસથી લાડુ મળ્યા નથી, ચાલો હવે કંકોત્રી લઇ કાલરી જઇશું, મીષ્ટાંન બહુ ખાઇશું, ને દશ દિવસ રહીશું, ને મોજમજા કરીશું એમ વિચાર કરે છે.

વિપ્ર- ગાયન.

(બસ કેવો જમાનો કહેવાય, ગજબ થાય ભારી કેવો જમાનો કહેવાય.)

લાડુ વિના ન રેવાય, જાવું હુતો જલદી લાડુ વિના ન રહેવાય
ઘણા દિવસથી મળ્યા ન મુજને, પેટમાં ગોટાળા થાય. જાવું.
ત્રણ ગગાના દેવ એ મોટા, ખાંતે ખાંતે બહુ ખવાય. જાવું.
રાયની બાળાનો વિવા કરવાને, જાવું છે કાલરી માંય. જાવું.
વસ્ત્ર બહુ સારાં પ્હેરૂં હું પ્રીતે, તો મુજ રોફ જણાય. જાવું.
સુકન સારા જોઇને જાવું, તો મુજ ખીસ્સા ભરાય. જાવું.
શ્રીફળ રૂપિયો સાથે મેં લીધો, જાવું ત્વરાથી પ્હોચાય, જાવું.

ગોર મહારાજ વિચાર કરતા ચાલ્યા જાય છે.

( ગીતિ. )

કંકોત્રી લઈ ચાલ્યો, આવ્યો પ્રીતે કાલરીની માંહ્ય,
રાજ્ય દ્વારે આવ્યો, સોલંકી બેઠા છે નૃપ જ્યાંહી.

ગોર મહારાજે રાજાજીને કંકોત્રી જઇને હાથમાં આપી. રાજાજી કંકોત્રી હર્ષથી લઇને વાંચીને ખુશી થયા.

( મરાઠી સાખી. )

કંકોત્રી શુભ વાંચી પ્રીતે, પ્રસન્ન થયા છે રાય,
આસન આપ્યુ વિપ્રને ભાવે, આનંદ ઉર નવ માય,
બહુ હરખાતા, વિપ્ર ઉપર ખુશી થાતા, બહુ હરખાતા.

રાજાજી શુભ સમાચારની કંકોત્રી વાંચીને, પછી ગોરમ્હારાજની સરભરા કરવાનું પ્રધાનજીને કહીને રાજાજી રાણીવાસમાં ગયા.

રાજા—રાણી પાટણથી આ શુભ કંકોત્રી આપણા પુત્ર તેજમાલની સગાઇ કરવાની આવી છે. તે વાંચી મને ઘણો આનંદ થાય છે.

રાજા- ગાયન.

( ચાહો જો તમે નરેશ દેશને કરવા આબાદાન એ રાગ )

પાટણથી આ વિપ્ર આવ્યો આનંદ ઉર નવ માય
મુજને આનંદ ઉર નવ માય.
સગાઈ કરવા સુતની મારા પાટણ પતિ મન ચ્હાય. મુજ.
ચાવડા કુળવંતા કહેવાય, બરોબરીયાથી સબંધ થાય,
પરણાવુ તેજમાલ હું ત્યાંય, મુજ.
સારા સગાનો લ્હાવ છે મોટો, કરવો મન વિચાર,
કરો વિવા શુભ રીતે આજે, આનંદનો નહિ પાર.
કરીછે કૃપા પ્રભુએ આજ, થયાં છે આજ સફળ સહુ કાજ,
બોલાવો ગોરને જલદી આંય, મુજને.

રાણી—સ્વામીનાથ આજે આવા શુભ સમાચાર સાંભળી મારા હર્ષનો પાર રહ્યો નથી. ઇશ્વરે આપણી શકુરીનાં ફળ આપ્યાં ત્યારે હવે આપણા ગોર મહારાજને તેડાવો.

રાજા પછી પોતાના ગોર મ્હારાજને બોલાવી, તમામ સભાસદો તથા પ્રજાવર્ગને બોલાવીને ધામધુમની સાથે પોતાના પુત્ર તેજમાલની સગાઈ કરી. આખા નગ્રમાં આ આનંદનાં ગીત ગવાઈ રહ્યા છે. ને ગોળધાણા વહેંચાઈ રહ્યા છે. કંકોત્રી લઈને આવેલા ગોર મ્હારાજને દશ દિવસ રાખીને સંતોષી પચાસ મ્હોરો દક્ષણા આપીને સ્નેહથી વિદાય કર્યા.

ગીતી.

વિપ્ર અતિ હરખાઇ, આનંદ કરતો પાટણમાં આવે,
ધન્ય દિવસ શુભ આજે, આસન આપી રાય પુછે ભાવે.

પછી રાજાજી પોતાના ગોરમ્હારાજને આસન આપીને સ્નેહપુર્વક શુભ સમાચાર પુછે છે.

ગાયન.

(પ્યારી વાતો કરીલ્યોને પ્યારની, કાંઇ ખાતર કરો દીલદારની એ રાગ)
સુણો રાય કહુ પ્રીત ધરી આંઇ, કરી આવ્યો હું શુભ સગાઈ.
તેજસ્વી પરાક્રમી જમાઈ, કુળવંતાને ઘેર નવાઈ.
સોલંકી સુરા ધરમી એ પુરા, થયું કાર્ય સફળ સુખદાઇ. કરી.
પત્રીકા લગ્નની હર્ષ ધરીને, જાય લગ્નીયો સુભ મ્હાઇ. કરી.

પોતાના ગોરનાં હર્ષ ભરેલાં વાક્ય સાંભળી પાટણ પતી અતિ આનંદથી લગ્ન પત્રિકા લખાવીને, શુભ મહુરત જોવરાવીને એક વિપ્રને આપીને વિદાય કર્યો.

( ત્રિતાળી ચોપાઇ )

વિપ્ર લગન લઇ ચાલ્યો જાય, આવી પહોચ્યો કાળરી માંય.
રાય પાસે આવ્યો છે જ્યાંય, સોલકી સૌ હરખ્યા ત્યાંય.
આવ્યો લગનીયો આનંદ થાય, માંનુંની સહુ મંગળ ગાય.
લગ્ન વધાવ્યું આનંદ ભેર, થઇ રહીછે ત્યાં લીલા લ્હેર.

વજેરાય લગ્ન આનંદની સાથે વધાવી લેવરાવીને સાથે લખી આપેલી શુભ પત્રિકા વાંચવા માંડી.

( કંકોત્રી )

રાજા વાંચે છે.

ધર્મ ધુરંધર પુર્ણ વિવેકી વજેરાય છો પ્રતાપી,
લગ્ન મોકલ્યુ વિપ્રજ સાથે પત્રિકા પણ લખી આપી.
જાન લઇને આવો પ્રીતે આનંદ ઉરમાં બહુ ધારી,
ધામ ધુમની સાથે વ્હેલા તર્ત કરીને તૈયારી.
સુરા શાણા કુળવંતા હર્ષ અતિ સુજને ભારી
પાટણથી લખીતંગ તણા પ્રણામ પ્રીતે સ્વીકારી.

( લ. પાટણપતિ. )

પછી રાજાએ લગનીયાને આણંદની સાથે ભોજન કરાવીને સો મ્હોરો દક્ષણા આપીને વિદાય કીધો.

વિપ્ર આનંદની સાથે પાટણ આવી પહોચ્યો. ને રાજાજીને શુભ સમાચાર સોલંકીના કહ્યા. રાજાધિરાજ સોલંકી જાન લઈને આવવાની તૈયારીમાં છે, આવા શુભ સમાચાર સાંભળી રાજા અત્યંત ખુશી થયા.

કટાવ.

(શામળશા વરઘોડે ચડીયા, દેવ દુંદભી ગગને ગરગડીયા એ રાગ.)

તેજમાલનો ચડયો વરઘોડો, જુગમાં જેનો ન મળે જોડો, પગે સોભે સોનાનો તોડો, રાવત પકડયો હેમ અછોડો. શ્રીફળ રૂપિયો હાથે ધારી, કેડેકટારી, વસ્ત્ર ઘરેણાં પહેર્યાં ભારી, મુગટ માથે આનંદકારી, તેજસ્વીની સોભા સારી, હરખાતા બહુ મન વિચારી. આગળ ચાલે નિશાન ડંકો, વગાડનારો બેઠો બંકો, પાછળ અરબસ્તાની ઘોડા, સોરઠના છે સાથે ઘોડા, ભુરા કાબરાના છે જોડા, કચ્છી ઘોડા પણ છે થોડા, લીધા છાબેલે ઝાલી અછોડા. ઘણી દીસે છે ઘોડાગાડી, બળદોની બહુ ચાલે ગાડી, પાલખો ઉચકી ચાલે અગાડી, પાળા ચાલે હડીયો કાડી, જુએ લોક સહુ મોંઢુ ફાડી. ધીમે સંચરતા બહુ હાથી, રાવત દોરી ચાલે સાથી, સોભી રહીછે સુંદીરવાડી, લુંટવા ફરતા તાળી પાડી, રાય નોકરો ઉભા અગાડી. તાંસો નગારાં ઢોલો ગાજે, પુર તાંનથી વાજું વાજે, થયો

મોર ત્યાં અતિ અવાજે. રાયતણું બહુ સાજન મળીયુ,
નગ્ર લોક સહુ ભેગું ભળીયું, વજેરાય મનમાં હરખાયે,
આનંદ ઉરમાં અતિ ન માયે, સૌ સોલંકી રાજી થાયે,
એકએકનો હાથજ સહાયે, માંનુંની સૌ મંગળગાયે,
આવી ઉતરીયું ભાગોળમાંયે. આપ્યાં માન સહુને ભારી,
કરી જાન તણી તૈયારી.

વજેરાય સોલકી વરઘોડો ગામની ભાગોળે ઉતારીને સહુ નગ્રના લોકોને માન્ય આપીને વિદાય કર્યા. પછી ધામધુમની સાથે હાથી ઘોડા પાલખી મેનાં રથ વીગેરે તથા લશ્કર સાથે લઈને પાટણ જાન લઇને વિદાય થયા.

મરાઠી શાખી.

જાંન લઈને અતિ આનદે, પાટણ આવ્યા જ્યાંયે,
સામા આવ્યા સાજ લઇને પાટણ પતિ ઝટ ત્યાંયે.
મળ્યા હર્ષ કરી, સોલંકીને ભાવ ધરી. મળ્યા હર્ષકરી.

રાજાજીને ત્યા સોલંકીની જાંન આવેલી જાણી નગ્રના તમામ લોકો તથા સ્ત્રીઓ પણ જોવા નગ્રની ભાગોળે આવી ઉભી છે. તેમાં સ્ત્રીઓ માંહો માહે વાતો કરે છે.

ગાયન.

( મળવા આવીરે ગર્વ ભરેલી ગોરી એ રાગ )

હરખી આવીરે નગ્ર તણી સહુ બાળા, કરતી માહોમાંહે બહુચાળા.હ.
જોને અલી આ કેવું સોભે સુંદીર વરનું મુખ,

તેજતણો બીંબકારજ દીસે ધન્ય જનેતાની કુખ. હરખી.
પુરણ બેનનાં ભાગ્ય સમજવાં પામ્યાં આ ભરથાર,
વ્રત કર્યાં હશે પ્રીતિ ભાવે સફળ થયો અવતાર. હરખી.
ઘોડા ગાડી પાલખી મેના લશ્કરનો નહિ પાર,
સોલંકી સહુ કેવા ચાલે છે શાણા થઈને હારોહાર. હરખી.
હર્ષ ધરીને નૃપતિ દેતા સોલંકીને માન,
શોભા જેની કહી ન જાયે, જાણે આવીછે દેવતાઈ જાંન. હરખી.
આનંદ થાશે ગીત ગવાશે હરખે લઈશું લ્હાવો,
ભાગ્ય સમજવા પુરણ સહુનાં અવસર આવ્યો આવો. હરખી.

મોટી ધામધુમની સાથે જાંનને રાજા નગ્રમા લાવ્યા. પાટણની શોભા જોઈ સોલંકી બહુ હરખાવા લાગ્યા, ને પછી જાનને જાનીવાસો આપી, ચાવડાઓ આનંદની સાથે સામૈયું લઈને આવ્યા. પછી સાકરના પાણી તમામને પાયા ને માયરાની તૈયારી કરવા લાગ્યા. અને સૌ સોલકીને મંડપમાં વરને લઇ આવવાની ખબર મોકલી, પછી સર્વે સોલંકીઓ ધામધુમની સાથે વરરાજાને તેડીને મંડપમાં તોરણ આગળ આવીને ઉભા રહ્યા. ગોર તમામ પુંખવાની સામગ્રી લઈને આવ્યા. તેજમાલની સાસુજી પુંખવાને સાચા મોતીનો મોડ માથે મુકીને આવ્યાં ને માનુનીઓએ મંગળગીત ગાવા માંડયાં.

## ગાયન.

( અણી રૂદજીની ઘોડલીનો રાગ. )

રાજા મનમાં અતિ હરખાય તેજમાલ તોરણુ આવીયા,
ધુંશળ મુશળ અને રવૈયો પોંખવા લાવ્યાં ત્રાક,
કુમકુમ ચંદન હર્ષે કરીને તાંણ્યું કુંવરનું નાક. તેજમાલ.
સંપુટ ભાગી સંચર્યા ને આવ્યા મડપ માંય,
બાજઠ ઉપર બેઠા પોતે મનમાં ઘણું હરખાય. તેજમાલ.
આનંદ લાવી ઉરમાં રાયજી દેતા માંન,
પહેલે મગળ આપીયું રાયે હરખેથી કન્યાદાન. તેજમાલ.
બીજુ મગળ વરત્યું જ્યારે દાંન દેતા નૃપતિ ત્યાંય,
બ્રાહ્મણુ ભાટ ચારણુ મનમા દાંન લઇ હરખાય. તેજમાલ.
ચોરી બાંધી હર્ષથાં ત્રાબા કેરા છોડ,
વરકન્યા પધરાવીયાં જેની સરખા સરખી જોડ. તેજમાલ.
ગવરીનાં સુભ દાંન દેતા ત્રીજા મંગળ માંય,
ચોથે મંગળ અશ્વનાં બહુ દાન દેતા રાય. તેજમાલ.
પરણી ઉઠયા પ્રીતથી ને આનંદનો નહિ પાર,
સોલંકીને ચાવડા સહુ કરતા જયજયકાર. તેજમાલ.

પરણી રહ્યા પછી વરકન્યાને ગોત્રજે પગે લગાડયાં, પછી જમવાની તૈયારી કરી તમામ સોલંકીઓ જમવા બેઠા છે ને ચાવડાઓ પીરસવા રહેલા છે. જાત જાતનાં પકવાનો તથા તરેહ તરેહના શાક, તરેહ તરેહનાં ભજીયાં

ઘણી જાતનાં અથાંણું, જુદી જુદી જાતનાં રાઇતાં, લવીં-ગથી વઘારેલો કેસરી ભાત, તથા કઢી, ને તરેહ તરેહની પુરી. વીગેરે અતિ ઉત્તમ ભોજન જમીને જાન ઉઠી. પછી તમામ ચાવડાઓ પંગત કરી જમવા બેઠા ને જમી રહ્યા પછી ચાવડા તથા સોલંકીઓ આનંદ કરવા લાગ્યા, એ પ્રમાણે રાજાજીએ જાન દશ દિવસ રાખી ને પછી જાનને પુરત પ્હેરામણી કરી.

( ગીતી. )

આપ્યા સીરપાવ સહુને, જાંન પ્હેરામણી કીધી ત્યાં રાયે,
લશ્કર પણ બહુ આપી, જાન વળાવા પ્રીતે સહુ જાયે.

મરાઠી સાખી.

આનંદ લાવી સહુ સોલકી, હર્ષ ધરીને જાયે,
જાન લઈને આવી પહોચ્યા, કાલરી ગામની માંયે.
સહુ હરખાયે, માનુની મંગળ ગાયે. સહુ હરખાયે.

રાજા વજેરાય પોતાના કુંવર તેજમાલને પરણાવીને આવ્યા. તેથી આખા નગ્રમાં આનંદ આનંદ થઈ રહ્યો છે રા-જાજીએ ખુશાલીમાં બ્રાહ્મણ, ભાટ તથા ચારણોને દાન આપી સંતોષ્યા, રાજ્ય દ્વારના નોકરોને સેલાં પાઘડીઓના સી-રપાવ આપી ખુશી કર્યા. પંદર દિવસ પછી કન્યાને તે-ડવા પાટણથી વિપ્ર આવ્યો તેને દશ દિવસ આનંદપુર્વક રાખીને દક્ષણા આપી ખુશી કર્યો અને કન્યાને નોકર

ચાકર તથા દાશીએ સાથે મોકલીને ગોરમ્હારાજની સાથે વિદાય કર્યાં તે આનંદની સાથે પાટણ સર્વે આવી પહોચ્યાં.

રાજા તથા રાણી પોતાની પુત્રીને મળીને ખુશી થયાં બાર માસ વિત્યાબાદ સોલકીયે કન્યાને આણુ કરી તેડવા વિપ્ર મોકલ્યો. તે પાટણ આવી પહોચ્યો. પાટણપતિએ તેને પાંચ સાત દિવસ રાખીને પોતાની પુત્રીને વસ્ત્ર ઘરેણાં મનગમતા આપીને દાસ તથા દાસીઓ સાથે આપી વિપ્ર સાથે વિદાય કરીને ગોર મહારાજને દક્ષણા પણ આપીને સતોષી વિદાય કીધા. તે સર્વે કાલરીમાં હર્ષભેર આવી પહોચ્યાં કુળવધુને ગોર મ્હારાજ તેડીને આવ્યા સાભળીને સર્વેને આનંદ થયો. પોતાની પત્ની આવી ત્યારથી તેજમાલ સ્ત્રી રૂપ છે તેથી પેટમાં તેલ રેડાયું. અરે હું સમજી શકયો મારી પત્તિ મારી પાસે આવશે અને હું તેના જેવી પ્રેમદા રૂપછું. અરે મને તો દગો લાગે છે કે મારી માતાએ તથા વડારણે કપટ રચી રાજ્ય ફટૈયાના હાથમાં જાય માટે મને પુત્રીના બદલે પુત્ર ઠરાવીને પરણાવ્યો છે અરે હવે મારૂ શુ થશે એમ વિચાર કરે છે.

( ભાષણરૂપી છપ્પા )

કરવું મારે શું હવે મનમાં ચિન્તા થાય છે,
મુજ પત્તિ આવે મ્હેલમાં મન મારૂં ગભરાય છે.
સ્વામીને મળવા અતિ ઉમગ ધારી આવશે,

સણુગારેશે સોળે સજી થાળ ભરી તે લાવશે.
એ સહુ ઝેર સમાન છે મારે મન તો આજ,
નિશ્ચે જાણું મ્હાયરી નહિ રહેવાની લાજ.
વિશ ખાઇને મરૂં મન મારૂં ગભરાય છે,
આત્મઘાતિ હું તો ઠરૂ તેથી દીલ ખેંચાય છે.

હે માતા તમને લગાર પણ વિચાર ન આવ્યો, અરે આ બાળકીને તમે છુપી રાખીને દુઃખ દરિયામા નાખી દીધી. અરે તમે તો કુવામાં ફાંસીને વરત કાપી નાખ્યા જેવુ કર્યું. અરે મને આટલી સમજણ પ્રથમથી હોત તો હું આ વાત છાની ન રાખત. ભલે હવે જે થયું તે ખરૂં. હવે તો ધીરજ ધરીને બેશી રહેવું તે અતિ ઉત્તમ છે પણ ચાવડા રાજાની પુત્રી ચાલાક છે તે તરતજ મારૂ પારખુ કરી જશે કે મારા સ્વામી સ્ત્રી રૂપ છે. ને સોલંકીએ દગો કર્યો છે એમ નક્કી તેના મનમાં ઠશી જશે. ભલે તેને જે કરવુ હોય તે કરે પણ આપણે તો બોલ્યા સિવાય બેશી રહેવુ. એમ તેજમાલ ચિન્તા કરીને બેશી રહ્યા છે.

તેજમાલની પત્નિ શાણા સ્યામને મળવાની આતુર તાથી રાજનિતિ પ્રમાણે સણુગાર સજવાની તૈયારી કરેછે.

ગાયન.

( પેટ લાડુ વિના આ સુકાઈ જાય છે એ રાગ. )

પ્રેમી બાળાને મન આનંદ થાય છે,

સજી સણુગાર સ્યામની પાસ જાય છે. પ્રેમી.
લઉ સણુગાર સારા હું તો આજ પેરી,
સોલંકી શાણા રીઝાવું મારા લાલા લ્હેરી,
ધરી ખટકોને મટકો ને ચટકો કરૂં એમ ચ્હાયછે. પ્રેમી
ન્હેરી અમર ચોળી હીરા રત્ન ભરી,
સજ્યા સણુગાર કામનીએ પ્રીત ધરી,
જોઈ ઝાઝરનો ઝણુકોને રણુકો હશી દેવાય છે. પ્રેમી.
કનક થાળ લઇ પ્રેમદા તૈયાર થાયે,
મેવા સામગ્રી ભરી બહુ થાળ માયે.
લેઇ ચાલી મન મ્હાલી મુખલાલી આવી જણાય છે. પ્રેમી

મનમાં આનંદ કરતી રાજ્ય પુત્રી પોતાના પતિ તેજમાલના મહેલમાં આવીને હરખાવા લાગી.

( મરાઠી સાખી. )

પુજા કરીને પ્રેમદા પ્રીતે લાગી પતીને પાય,
કનક થાળ મેવાનો અર્પી આનંદ ઉર નત્ર માય.
બોલી હર્ષ ધરી, સ્વામી બોલોને સ્નેહ કરી બોલી.

તેજમાન બોલ્યા સિવાય બેશી રહે છે તેથી રાજ્ય બાળા ગભરાઇને કહેવા લાગી.

ગાયન.

( કવાલીના રાગમાં )

સોલંકી શાણા સરમાવો, દયા દાશી પરે લાવો,

પડયો શો વાંક નહિ બોલો, અંતરનો પડદો ખોલો,
અમ્રત રસ પીયો ને પાવો, સોલંકી શાણા સરમાવો.
ત્વરાથી આવી હું બાળા, છબીલા શું કરો ચાળા,
કર્યો શું દાશીથી દાવો, સોલંકી શાણા સરમાવો,
બોલોને પ્રાણથી પ્યારા, ઉભી હું આપની દારા
કરો શું જુલ્મ તો આવો, સોલંકી શાણા સરમાવો.

આટલું કહેતાં તેજમાલ કાંઇ જવાબ આપ્યો નહિ તેથી રાજ્યબાળા ફરી મધુર શબ્દથી કહેવા લાગી

ગાયન.

( પહેરી ચોળી ચટકો મટકો કરતાં આવ્યા એ રાગ )

વ્હાલા મારા રસીયા છબીલા સરમાવો,
દયા લાવી દાસીને પ્રીતે બોલાવો.
વાવા વાલમ લટકાળા, બેઠા શું કરવા ચાળા,
માળા પ્રીતીની પ્હેરાવો, વાલા.
દાશી પર બાંધી દાવો, ક્રોધ શું મનમાં લાવો,
અમ્રત રસ પીયો પાવો, સ્નેહ સાગરમાં ન્હાવો.

સાખી.

શ્યામ સમાગમ નાવ સૃષ્ટીમાં ખરી સોભાય છે,
આવી શ્યામાનાવે બેસવા ત્યા નાવ ઝોલા ખાય છે
પ્રીતીનાં, નિતિનાં, રીતિનાં, વચનોથી રીઝાવો. વ્હાલા.

પોતાની સ્ત્રીના ઘણા કાલાવાલા સાભળી તેજમાલ શરમાઈને ચાલાકીથી બોલવા લાગ્યો.

ગાયન.

(એક સરસ વાત સમજાવુરે મંતો હે પ્યાગ એ રાગ)

તેજમાલ—

શાને અકળાએ શાણીરે. વ્હાલી છે મુજને,
મુજ મન માહે મુંઝાવુરે, શુ કહુ તુજને.
મુજ શીર સંકટ છે એવું, કોને જઇને તે કહેવું,
મનમાં સમજીને રહેવું રે, શુ કહુ તુજને.

સ્ત્રી—(એવું તમને શું દુખ છે તેતો મને કહો.)

તેજમાલ—

મુજ માત પિતા જે વ્હેરી, લીધો બાધાએ મુજને ઘેરી,
બહુ વાત કરીછે નમેરીરે, શું કહું તુજને.

સ્ત્રી-(સ્વામી એવી તે કેવી બાધા રાખી છે તેતો કહો)

તેજમાલ—

તને બોલાવવાની બાધા માતાના સોગન ખાધા,
તેના નડેછે મુજને વાધારે, શુ કહુ તુજને.

સ્ત્રી-(સ્વામી મને કયા સુધી નહિ બોલાવવાની બાધા રાખી છે તે તો કહો.)

તેજમાલ—

બે વરસ મુજને કહે છે, માતાનું કામજ એ છે,
તેની ચિન્તા મુજને રહેછેરે, શું કહું તુજને.

પાટણના ચાવડા રાજાની ચાલાક પુત્રી સમજી ગઈ કે અરે મારા પતિનું રૂપ ખરે સ્રીના જેવું દેખાય છે અરે મને હગો લાગે છે. બાધાનાં બાંનાં. એ કહાડેછે છ નાં. એ સમજાવવાના વાનાં, એમ મને લાગે છે. પછી ગભરાઈને તેજમાલને કહેવા લાગી.

ગાયન.

( ચમકી ચતુરા કયા ચાલી, શું વાત કરીને ઠાલી એ રાગ )

સોલંકી (૨) સું સમજાવો, કાઢી વાંધા વાત ઉડાવો,
જાંણીએ (૨) વાત તમારી, તમે પુરૂષ નહિ છો નારી.
દીસે છે (૨) રૂપજ એવું, જાંણે અબળાના જેવું,
શું કીધું(૨) કપટ સોલંકી, કીધી અબળા આજ કલંકી.
વિધાત્રી(૨) વ્હેરી મારી, શું લેખ લખ્યા વિચારી.
મુઝાવું (૨) હું મન માંહી, હું જાઉ પિતાને ત્યાંહી
શું બેઠા(૨) મુનિ થઇને, આ અબળાનું સુખ લઇને.
ન બોલો(૨)જરીક કંઈ બોલો, અંતરનો પડદો ખોલો

તેજમાલ મનમાં મુઝાવા લાગ્યો ને વિચાર કરે છે કે આ ચતુરાની આગળ મારી તમામ ચાલાકી વ્યર્થ

ગઇ હવે શું જવાબ આપું. પણ જે બાધાનું ન્હાનું કહા ડચું છે તેજ પકડી રાખવું એ ઠીક છે પછી ધીરજ રાખી કહેવા લાગ્યો.

નેજમાલ— ભાપણરૂપી છપ્પા.

ચતુરા ચાલાકી કરી બોલો શું મુખથી તમે,
બાધા માતાજી તણી પાળીશું આજે અમે.
માતા પિતાએ જે કર્યું તે મારે તો શીર ધરૂં,
ભલે થવાનું થાય કદી નિષ્ફળ તે નહિ કરૂં.
વચન કારણ રામજી ભોગવીયું વનવાસ,
તેમજ હિમ્મત ધારીને થાવું નહિ હું ઉદાસ.

સ્ત્રી— ગાયન.

( કાનુડે મારે નાખેલી પ્રેમની દોરી એ રાગ )

વ્હાલાજી થઇને વેરી તણી ગતિ સારી. (૨)
બાધાનું ન્હાનુ રે, કહાડીયું છાંનુરે,
કહેતા નથી હુંહું નારીરે. વ્હાલાજી.

ધીક મુજ માતારે, ધિક મુજ તાતારે,
કેમ નહિ નાખી મુને મારીરે. વ્હાલાજી.

મન મુઝાવુરે, વિશ હુ ખાવુ રે,
હિમ્મત ગઇ સહુ હારીરે. વ્હાલાજી.

રાજ્યકન્યા નિરાશ થઇને કલ્પાંતમાં રાત્રી નિર્ગમન કરી ને બીજે દિવસે પોતાની સાસુને કહેવા લાગી.

રાજ્યકન્યા—સાસુજી મારૂં શરીર સારૂ રહેતું નથી માટે મારા પિયર મને મોકલો તો સારૂં.

સાસુ—ભલે ત્યારે તમોને કાલે આપણા ગોર જોડે મોકલી આપીશું. પછી રાણી વિચાર કરવા લાગ્યાં કે નક્કી મારી પ્રપચની રચેલી બાજી ખુલ્લી થઇ ગઇ હશે. ચાવડા રાજાની ચાલાક પુત્રીએ મારા પુત્ર તેજમાલની કીમ્મત કરી લીધી હશે, ને તે પોતાના બાપને ત્યાં જશે ને તેનું શુ પરિણામ આવશે તે મને કાંઇ સુજતું નથી. ખેર જે થવાનું હોય તે થાય. આમ રાણી વિચાર કરેછે તેવામાં રાજાજી પધાર્યા.

રાજા—રાણી આજે તમારી મુખમુદ્રિકા કેમ ઉતરેલી દેખાય છે તે મને સત્વર કહો.

રાણી—સ્વામીનાથ હું તમને શું કહું. તમારાથી જે કપટ જાળ રચીને કામ કરેલું તેમાં હું આજે નિષ્ફળ થઇ છું.

રાજા—એવી શી વાત છે તે મને કહો તમને હું અભય વચન આપું છુ.

રાણી—સ્વામીનાથ આપણો જે પુત્ર તેજમાલ તે પુરૂષ નથી પણ સ્ત્રી છે મારો ગુન્હો માફ કરો.

રાણીનું આવું વાક્ય સાંભળીને રાજા મુર્છા ખાઈ પડયા. થોડીવારે સાવધ થઈને ક્રોધયુક્ત થઇ કહેવા લાગ્યા

રાજા— રાગ

ક્ષત્રીકુલક

ધીક ધીક રંડા તુજને ધીક્કાર અભાગ્યણી તે ઉંધુ માર્યુંરે.

આવ્યો કાઇ નહિ તુજને વિચાર ,,
પુત્રી તેનો પુત્ર ઠરાવ્યો તે નાર ,,
તેનો આજે નીકળીયો કેવો સાર ,,
આજે મારૂ તુને અશીગ્રહી હાથ ,,
બાંધી લીધો મને વચનની સાથ ,,
કાળુ દેખાડ ન આજે તારૂં મુખ ,,
આજે વગોવી તેં માતની કુખ ,,
રાજ્ય પ્રપંચથી કર્યું એવું કામ ,,
મુજ નામ કરી નાખ્યુ બદનામ ,,

રાજા રાણીને ફિટકાર આપીને કચેરીમાં ચાલ્યા ગયા.

પછી રાણી બહુ કલ્પાત કરવા લાગ્યાં. પોતાના ગોરને બોલાવીને રાજ્યકન્યાને પાટણ મુકવા સારૂ મોકલ્યો તે સુખેથી પાટણ આવી પહોચ્યાં, રાજા તથા રાણી

પોતાની પુત્રીને જોઈ ખુશી થયા અને ગોર મ્હારાજને આદરભાવથી બેચાર દિવસ રોકાવા આગ્રહથી કહ્યું.

બીજે દિવસ રાણી તથા પોતાની પુત્રી મ્હેલમા એકાતમાં બેઠાં છે રાણી પોતાની પુત્રીની મુખ મુદ્રિકા ઉતરેલી જોઈ કહેવા લાગ્યાં.

રાણી –મારી વ્હાલી પુત્રી તારી મુખ મુદ્રિકા ઉતરેલી કેમ દેખાય છે એવું તને સાસરીયામા શું દુઃખ છે, તે લગાર પણ શરમાયા સિવાય મને કહે. તું ન કહે તો તને મારા સમ છે.

રાજમાળા- ભાષણરૂપી છપ્પા.

માતા કહું શું મ્હાયરી, મુજને કલકીત તો કરી,
શુળીએ ચડાવીને અરે બેઠા તમે અહીયા ઠરી.
જાણો પતિ જે મ્હાયરા, તે પ્રેમહા છે માતજી,
પરણાવી શું વિચારીને માજી અરે મુજ તાતજી,
ખરી વાત ખુલ્લી મેં કહી, મન માંહી બહુ મુઝાઉછું.
કુવે પડુ દરિયે પડું કે વિશ ખાવા મ્હાવુ છુ.

રાણી—બેટા શાન્ત થા વિધિએ જે લેખ લખ્યા હશે તે કદાપી મીથ્યા થવાના નથી. માટે તું ધીરજ ધરીને રહે હું તે વાતની પુરતી ખાત્રી કરીશ ત્યારે સાચી

વાત માનીશ. હું તારા પિતાને કહી તે વાતની તપાસ કરાવું છું. તું લગાર પણ ગભરાઈશ નહિ.

રાણી પોતાની પુત્રીની વાત સાભળી બહુ શોકાતુર થયેલાં બેઠાં છે તેવામાં રાજાજી પધાર્યા. રાણીનો ઉદાશી ચ્હેરો જોઇ રાજા પુછવા લાગ્યા.

રાજા—રાણી આજે તમારો ચ્હેરો બહુજ ઉદાશ લાગે છે તેનું શું કારણ છે તે મને સત્વર દરશાવશો.

રાણી—સ્વામીનાથ શુ કહું કહેતા જીભ અચકાય છે, મનમાં કંઇ કંઈ થાય છે, દુનિયામાં દગા ફટકાને સહુ ચ્હાય છે, ( એમ કહી રાણી તમામ વાત કહી સંભળાવે છે.)

રાણી- ગાયન.

(સૌને સો સોની પડી કોણ પીડ પરાઇ જાણે એ રાગ)

સ્વામીમારા દુઃખ દરિયામા ડુબી આપણી બાળા,
સોલંકીએ કપટ આદર્યુ બની રશીક રૂપાળા.
તેજમાલ જે જમાઈ આપણા ગ્રીના સરખા ચાળા,
બાળાને બાળા પરણાવી નાંખી કઠ વરમાળા. સ્વામી.

રાણીના મુખના શબ્દો સાંભળી રાજા કોધાયમાન થઈને કહેવા લાગ્યા.

રાજા-                    ગાયન.

(અબ ચલે ન મોહન તેરા લે ચલું ગુરૂ મેં મેરા એ રાગ)

સુણી વાત(૨) વિપ્રીત આવી મનમાં હોળી સળગાવી,
સોલંકી વ્હેરી મારા, કૃત કાળાના કરનારા,
સુખ સુતા તણુ હરનારા, મનમા નહિ ડરનારા,
ધીક કહુ આજ, આવી નહિ લાજ, ચડી બહુ દાઝ,
કહું ચેતાવી મનમા હોળી શળગાવી. સુણીવાત.
રચું પ્રપચ કેરી બાજી, આજ ક્રોધ કરી કહું ગાજી,
સુણી થાય સોલંકી રાજી, નવ જાય તે મનમા લાજી,
કરીને પેર, તેડાવુ ઘેર, વા વું વ્હેર,
મનમાં ફાવી, મનમાં હોળી શળગાવી. સુણીવાત.

ક્રોધ સમાવીને પછી રાજાજી રાણીને ધીરજ આપવા લાગ્યા.

રાજા—રાણી તમે મુઝાશો નહિ આ વાતની હું પુરે પુરી ખાત્રી કરવા સારૂ સોલંકીને રમવા તેડવાની પત્રિકા લખીને આ તેમના આવેલા ગોર મ્હારાજની જોડે મોકલું છું. પછી રાજાજી પત્રિકા લખે છે.

રાજા-                    પત્રિકા.

શાણા વિવેકી રાયજી આણંદ ઉરમાં ધારશો,
લખીતંગ પુર પાટણપતિના પ્રણામ તો સ્વીકારશો,
રમવાને તેડું આજ હું જમાત્ર મારાને અહી
સહુ શાહ્યબીની સાથે વ્હેલા આવે પુર પાટણ મહી.

ઝાઝું લખુંશું આજ વિવેકી પુરા છો તમે.
આવે જમાઈ આંગણે લ્હાવો લઈએ આ સમે.

લી. પુરપાટણપતિ.

રાજાજી પછી આવેલા ગોર મ્હારાજને દક્ષણા આપી ને ખુશી કરી પેલી પત્રિકા આપી વિદાય કર્યા.

ગોર મ્હારાજ પત્રિકા લઈને આનંદ કરતા ગામ કાલરી આવી પ્હોંચ્યા ને રાજાજીની પાસે આવી પેલી પત્રિકા આપીને વિદાય થયા.

રાજાજી વજેરાય પત્રિકા વાચી વિચાર કરતા રાણી વાસમાં ગયા.

રાજા—કાળા કૃતની કરનારી રાણી જો આ પાટણ પતિની પત્રિકા તેમાં લખે છે કે તેજમાલને રમવાને સોલકી સાથે મોકલશો. હવે શું કરવું મને કંઇ સુજતુ નથી.

રાણી-મ્હારાજ જે નશીબમા ધાર્યું હશે તે થશે પણ તેજમાલને સાતસો સોલકી સાથે પાટણ રમવાને મોકલશો. પછી રાજાજી પોતાના પુત્ર તેજમાલને તેડાવે છે.

તેજમાલ આવી હાજર થયા.

તેજમાલ—પિતાશ્રીને હુ નમન કરૂ છુ.

રાજા—ભાઇ કાલે તમારે સાતસો સોલંકીની સાથે પાટણ તમારા સસરા તમને રમવાને તેડયા છે માટે જવાનું છે માટે તૈયાર થજો.

તેજમાલ—જેવી પિતાશ્રીની આજ્ઞા. એમ કહી પોતાના મ્હેલમાં જાય છે, તેજમાલને રાત્રીએ નિદ્રા આવતી નથી વિચાર ઉપર વિચાર કરે જાય છે. પછી મનમાં દ્રઢ નિશ્ચય કરે છે કે જે નશીબમાં થવાનું હશે તે થશે પણ પાટણ તો સાતસો સોલંકીને લઇને જવું તો ખરૂ એમ વિચાર કરીને કહે છે.

મરાઠી શાખી.

લેખ લખ્યા લલાટે વિધિએ ટાળ્યા નહિ તે ટળશે,
ધાર્યું ધરણીધરનું થાશે સર્વે સંકટ હરશે,
હિમ્મત મન લાવું, વેગે તૈયાર હું થાવુ, હિમ્મત મન.

આમ વિચાર કરતો તેજમાલ નિદ્રાવશ થયો ને બીજે દિવસે પ્રાત્હકાળ સમયે ઉઠી ખટકર્માદિક પરવારી ને શુરા સાતસો સોલંકીઓને તૈયાર કરીને પોતાના માત પિતાની પાસે આવીને નમન કરીને તેજમાલ ઉભો.

રાજા તથા રાણી—પુત્ર દિર્ગ આયુષ્યમાન થાઓ ને સુખેથી પધારો. પછી તેજમાલ માત પિતાની આજ્ઞા લઇને પોતાની લાલ ઘોડી ઉપર સ્વાર થઇને ડુંડુભી નાદ કરાવતો પાટણના પંથે ચાલ્યો જાય છે. બીજે દિવસે સર્વે પાટણ આવી પહોચ્યા. સોલંકીનાં ડુંડુભી ગડગડી રહ્યાં છે અને સેવકોએ રાજાજીને ખબર કહી કે સોલંકી પધાર્યા છે. પછી રાજાજી સર્વ ચાવડાઓ સહવર્તમાન ધામધુમની

સાથે સોલંકીના સામા આવ્યા. અને સોલંકી તથા ચાવડા એક એકને મળી ખુશી થયા. રાજાજી ઉપરથી પોતાના જમાઈને તથા તમામ સોલંકીને ઘણોજ હાવભાવ બતાવીને માન્ય આપે છે. અને સર્વે ને નગ્રમાં લાવ્યા ને દરબારમાં મુકામ આપ્યો. સોલંકીઓ આનંદ કરી રહ્યા છે, રાજાજીને ત્યાં ભાત ભાતની રસોઈયો થઈ રહી છે. જ્યાં જમવાની તૈયારી થઈ ત્યારે રાજાજી પોતાના નોકરોને કહેવા લાગ્યા.

રાજા—ભાઈ જમાઈ થાકીને આવ્યા હશે માટે તેમને ચોળીને ઉના પાણીથી ન્હુવરાવો.

રાજાજીનો હુકમ થતામાં નોકરોએ બાજઠ ઢાળી ઉના પાણીની ત્રાબાકુડી ભરીને મુકી.

રાજા—તેજમાલ તમે ન્હાવા ઉઠો તમે થાકીને આવ્યાછો માટે તમને નોકરો ન્હુવરાવે.

રાજાજીના આવા શબ્દો સાંભળી તેજમાલ વિચાર કરવા લાગ્યો કે અરે દૈવ હવે મારૂં શું થશે હુ અહીંયાં જીભ કચરીને પ્રાણ કહાડું કે અહીંયાથી નાશી જાઉં કે શુ કરૂ તેનું કંઇ સુઝતું નથી.

રાજાજીના કહેવા છતા તેજમાલ જ્યારે ન્હાવા ઉઠતો નથી ત્યારે રાજાજી પોતે આવીને તેજમાલનો હાથ ઝાલવા જાય છે. તેવામાં રૈયત ભારે પોકાર કરતી ત્યાં આવીને કહેવા લાગી.

રૈયત— ગાયન.

(જોયો જોયો ભમત બધું બોળે જગત બહુ બગલાં ભમે છે લોભી વિષે.)
ધાઓપાટણપતિ આવ્યામુગલો અતિબહુ જુલ્મ કરે છે તેતોખરે.
અરે હાં બહુ જુલ્મ કરે છે તે તો ખરે.
દયા દીલ લાવો વારે વ્હેલા ધાઓ બહુ જુલ્મ કરે છે તેતોખરે;
અરે હાં બહુ જુલ્મ કરે છે તેતો ખરે,
ગૌમૈયાનો સંહાર તે કરતા, દયા દીલમાં દુષ્ટ નહિ ધરતા.
તમ ક્ષત્રીવિના સ્હાય કોણ કરે. બહુ.
થાય જુલ્મ પાટણ પતિ કહીએ અમો, કેમ ક્ષત્રી શાંઇ બેશીરહ્યાતમો.
ગૌબ્રાહ્મણ પ્રતિપાળ અરે. બહુ.

પ્રજાનો આવો પોકાર સાંભળી સોલંકી તથા સરવ-
ઇઓનાં રૂવાં ખડાં થઇ ગયાં. અને એક દમ ગર્જના કરી
પાપીયોને મારવા દોડયા.

ગાયન.

( ખબર નહિ આજુગમે પલકી ( ૨ ) એ રાગ. )

કરીને ક્રોધ અતિ ત્યાંહેરે ( ૨ )
ક્ષત્રી વિરો આવી પહોંચ્યા પાપી છે જ્યાંહે.
મારીયા પાપીને પળમારે ( ૨ )
ક્ષત્રી વિરોને શું કહેવું કયાં કમ છે બળમાં,
મચ્યો છે જંઘ અતિ ભારીરે ( ૨ )
તેજમાલ ઘોડીપર બેશી કરતો સેયારી.

આ પ્રમાણે ચાવડા તથા સોલંકી ગૌ મૈયાની રક્ષા કરવા મચા છે ને પાપીયોને મારે છે, આ તકનો લાભ લેઈ તેજમાલ ઘોડીપર સ્વાર થઇને નાસવા માંડયો. રાજાના સેવકો પોકાર કરતા આવ્યા.

સેવકો—આપણો ચોર સોલંકી તેજમાલ ઘોડી ઉપર સ્વાર થઇને હમણાંજ નાશીને જાય છે.

આ વાત સાંભળી પાટણ પતિ એકદમ ક્રોધાયમાન થઈ ગયા અને વિચાર કરે છે કે પાપી સોલંકીયોનો દગો એ વાત સાચી મને ખાત્રી નહોતી તે હવે પૂર્ણ ખાત્રી થઈ.

રાજા—મારા શુરા ચાવડાઓ હિમ્મત ધરો ને આ પાપી સોલંકીઓનો નાશ કરો. જેણે કપટ જાળ રચીને પુત્રીને પુત્ર ઠરાવીને આપણી બાળાને કલકીત કરી છે. આપણો ચોર નાશીને જાય છે માટે દરવાજા બંધ કરો, ને એ પાપીના પ્રાણ હરો. રાજાજીનો આવો હુકમ સાંભળી એકદમ ચાવડાઓ ક્રોધ યુક્ત થઇ ગયા અને દરવાજા બંધ કરાવીને તેજમાલની પાછળ દોડયા.

ગાયન.

( ઓ હીણુભાગી મ્હાપાપી (૨) એ રાગ. )

સૌ હિમ્મત મનમાં લાવ્યા, (૨) તેજમાલની પાછળ આવ્યા,
કંઈ વિચાર મન નવ લાવ્યા, કે પ્રાણ જશે હાંહાંરેકે પ્રાણજશે.
લીધો તેજમાલને ઘેરી (૨) થઇને ઉભા સૌ વ્હેરી,

ધારી મન રીશ ઘણેરી,નાશી ક્યાં તું જશે હાંહાંરે નાશી ક્યાં તું જશે
તેજમાલ બહુ ગડગડીયો, શત્રુપર તુટી પડીયો,
લેડ હિમ્મત ધારી બળીયો, માર્યા ચાવડા ત્યાંય હાંહારે મામા.
ચાવડા ત્યાંય.
સોલકી રીશે ભરતા, તેજમાલની વારે ચડતા,
શત્રુને ઘાયલ કરતા,જ ઘ મચ્યોછેત્યાંય હાહાંરે જંઘ મચ્યોછેત્યાંય
તેજમાલ ત્યાં હિમ્મતધારે, એડી લાલ ઘોડીને મારે,
કુદી દરવાજો તેવારે,ચાલ્યો પળનીમાંય હાંહારેચાલ્યોપળનીમાંય.

આ પ્રમાણે સોલંકીને ચાવડાઓ વચ્ચે કાપા કાપી થઇ રહી છે. કેટલાક સોલંકીઓ તથા ચાવડાઓના પ્રાણ ગયા. પણ બ્હાદુર તેજમાલ શુરા ચાવડા સાતસોને બરછીના ફળે મારીને લાલ ઘોડીને દરવાજો કુદાવીને હિમ્મત ધરીને ભયભિત થઇને ચાલ્યો જાય છે. તેની પાછસ દરવાજા બ્હારથી એક કુતરી દોડી જાય છે. ચાલતાં ચાલના સાંજના વખતે બોરૂ વનમાં તે આવી પ્હોચ્યો. પછી પોતે શ્રમ લેવા વિચાર કરીને એક પાણીનું ખાબડું ભર્યું હશે ત્યાં આવીને ઘોડીથી નીચે ઊતરીને ઉભો પેલી પાછળ દોડતી આવેલી કુતરી પેલા પાણીના ભરેલા ખાબડામાં પડી થોડીવારે પેલી કુતરી બ્હાર નીકળી તે તેજમાલે જોઈ તો કુતરો માલમ પડયો. પછી તેજમાલ વિશ્મય પામ્યો કે આ પાણીના ખાબડામાં ચમત્કાર લાગે છે માટે હું મારી લાલને તેમાં ન્હવરાવું એમ નક્કી વિચાર કરે છે.

( મરાઠી સાખી. )

પડયો ભરૂશો બાઇને પુરો હિમ્મત મનમાં આવી,
લાલ ઘોડીનું સાજ ઉતારી, તરત તેમાં ન્હવરાવી,
ઘોડીનો ઘોડો થયો, સદેહ બાઇના મનનો ગયો ઘોડ'
ઘોડો થરો.

ઘોડીનો ઘોડો થએલો જોઈ બાઇને પુર્ણ ખાત્રી થઇ ને પોતે તેમાં ન્હાવાની હિમ્મત ધરીને એક ઝાડ ઉપર ચડીને જુએ છે તો કોઈ મનુષ્ય સરખુ આવતું માલુમ પડ્યું નહિ પછી પોતે વસ્ત્ર ઉતારીને પેલા પાણીના ખાબડામા સ્નાન કરે છે.

ગાયન.

( ઓ વિપરીત બુદ્ધીની નારી એ રાગ )
બાઇ નિર્મળ જળમા ન્હાઇ (૨)
તજી મેરી આવી મરદાઇ. બાઈ,
કૃપાકરી મંમાય, કીધી સોલંકીને સ્હાય. બા ઈ.

સાખી

ખોંખારો કરી કુદીયો, સોલંકી તે દાર,
મુચ્છ આવી છે મુખપરે, તરત નીકળીયો બ્હાર.
બહુ મન હરખાઈ, પેહેર્યા આભુષણ ત્યાંઇ. બાઈ.

તેજમાલ મર્દાઈ પામી વસ્ત્ર આભુષણ પ્હેરી તૈયાર થઇ વિચાર કરે છે કે. આજે મારા ભાગ્યનો ઉદય થયો. અરે આ ખાબડામાં આટલો ચમત્કાર છે તેથી મને એમ

લાગે છે કે અહીયા કોઈ દેવનું સ્થાન હોવું જોઇએ તેમ વિચાર કરવા લાગ્યા.

મરાઠી શાખી.

જીર્ણ ગોખ જોવામાં આવ્યો, વરખડીનું થડ જયાંયે;
ત્રિશુળ દીઠું મમાયાનુ આનંદ ઉર નવ માયે.
લાગ્યો ચર્ણે તહીં, મંમાયાની સનમુખ રહી. લાગ્યો ચર્ણે.

પછી તેજમાલ મંમાયાનું ત્રિશુળ હાથમાં લઇને વરખડીના થડમાં ઘાલી નિશાન કર્યું. માજીએ તેજમાલને એવી સ્મૃતિ આપી કે કાલરી ગામ નજીક છે. પછી તેજમાલ નિશાની કરીને માજીને પગે લાગીને ઘોડેશ્વાર થઇને ઝાડીની બ્હાર નિકળ્યો તો પોતાનુ ગામ સામું જોવામાં આવ્યું. પછી તેજમાલ હરખાતો ઘોડો દોડાવીને ગામની ભાગોળે આવી પહોચ્યો. પોતાના નોકરોએ તેજમાલને દીઠો કે ખુશી થયા. તેજમાલે નોકરો જોડે પોતાના પિતાશ્રીને વધાઇ મોકલી કે ઇશ્વરીની કૃપાથી તેજમાલ આવી પહોચ્યા છે. નોકરો દોડતા રાજાજીની પાસે આવી પહોચ્યા.

નોકરો—ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ આપના કુંવરજી ઇશ્વરીની કૃપાથી આવી પહોચ્યા છે. ને તેમના મુખનો ચંદ્હેરો મુચ્છોથી શોભીતો નવાઈ જેવો લાગે છે. તેમની લાલ ઘોડીનું રૂપ બદલાઇને ઘોડો થએલો છે. આ નવાઈના શુભ સમાચાર આપને દોડતા કહેવા અમો આવ્યા છીએ.

